# પ્રસ્તાવના

——:o:——

જીવનચરિત્ર હમેશાં જીવનનું આબેહૂબ પ્રતિબિંબ હોવું જોઇએ, જીવનનો કોઇ ભાગ ચરિત્રમાં ન ઉતર્યો હોય તો એ પ્રતિબિંબ એટલે અંશે અપૂર્ણ ગણાય એવી જીવનચરિત્રના સાહિત્યમાં માન્યતા છે. આ જીવનચરિત્રમાં પૂજ્ય જયકૃષ્ણ ઇન્દ્રજીના જીવનનું સંપૂર્ણ પ્રતિબિંબ છે એવો લેખકનો દાવો નથી. આ ચરિત્રગ્રંથ સાહિત્ય વાસનાનું ફળ નથી, પણ ભકિતનું અર્પણ છે.

પૂજ્ય સદ્ગત જયકૃષ્ણ ઇન્દ્રજીનું આ જીવનચરિત્ર એમના પ્રિય શિષ્ય ભાઇ બાપાલાલ ગરબડદાસ શાહે લખ્યું છે. અને મોટે ભાગે જ્યારે ભાઇ બાપાલાલ એમની પાસે હતા ત્યારે સદ્ગતે પોતે કહેલી વાતો ઉપરથી તથા સદ્ગત પાસે જે પત્રસંગ્રહ હતો તે ઉપરથી તૈયાર કર્યું છે એટલે આ ચરિત્રમાં આવેલી હકીકતો લગભગ આત્મચરિત્ર જેટલી વિશ્વસનીય ગણાય પણ આત્મચરિત્ર લખનાર જગતથી મોટે ભાગે અજાણ્યા પોતાના ભૂતકાળના કે માનસ દોષો વર્ણવીને આત્મચરિત્રની કિંમત એ અંશમા વધારી શકે છે. આ ચરિત્રના લેખકને એ તક નથી. આ ચરિત્ર તો એક શિષ્યે અત્યંત ગુરુભકિતથી ગુરના અસાધારણ ગુણોથી આકર્ષાઇને તૈયાર કર્યું છે. વળી ભાઇ બાપાલાલ જે વખતે પૂજ્ય જયકૃષ્ણભાઇને પહેલ વહેલા મળ્યા ત્યારે એ પૂજ્ય પુરુષને સી-તેર વર્ષો થઇ ગયાં હતા.

હું આ પ્રમાણે લખુ છું એ ઉપરથી જયકૃષ્ણભાઇના જીવનની અમુક ખામીઓ મારા ધ્યાનમા છે અને એની નોધ આ ચરિત્રમાં નથી એવો તર્ક કોઇ વાચનાર ન કરે. હું ભાઇ બાપાલાલના વર્ગમા જ છું. જ્યારે સદ્ગત જયકૃષ્ણભાઇને પહેલ વહેલો મળ્યો ત્યારે તેઓ વૃદ્ધ હતા. અને જે વિદ્યામાં મેં ચંચુપાતે નહોતો કર્યો તેમા તેઓ પારંગત હતા. એટલે મેં પણ એમને પહેલેથી જ ગુરુ ગણ્યા હતા.

ટૂંકામા આ ચરિત્ર એક સમર્થ પુરુષના અસાધારણ ગુણોથી આકર્ષાઇને લખાયું છે. અને એ દ્રષ્ટિથી વાચનારને સ્વજીવનમાં ઉતારવા યોગ્ય કેટલુંક આ ચરિત્રમા દેખાવાનો સંભવ છે.

મહૂમ જયકૃષ્ણભાઈના અમુક ગુણોએ મારા મન ઉપર બહુ અસર કરી છે. દા. ત. ( ૧ ) વૈજ્ઞાનિક બુદ્ધિ—વિજ્ઞાનની કોઈ પણ એક શાખાનો રીતસર શાળા પાઠશાળામાં અભ્યાસ કરવો અને એ શાખાની ઊંચી પરીક્ષામાં પાસ થવું, એ એક વાત છે. અને તન મન ધનને વિજ્ઞાનને અર્પણ કરી દેવા ભક્ત જેમ ભક્તિભાજન દેવની ભક્તિમાં તલ્લીન થઈ જવું, વિચારની સરણી જ વૈજ્ઞાનિક બની જાય એવી એકાગ્રતા સાધવી એ બીજી વાત છે. મહૂમ જયકૃષ્ણભાઈએ કોઈ પણ યુનીવર્સિટીની વૈજ્ઞાનિક પદવી નહોતી મેળવી, પણ તેઓએ વિજ્ઞાનની ઉપાસના સાધી હતી. વિજ્ઞાન માર્ગના કોઈ પણ પ્રવાસીને પ્રેરણા આપે એવી વિજ્ઞાનભક્તિ એમનામાં હતી. તેઓ દિવસ રાત વનસ્પતિ શાસ્ત્રની ઝંખના કર્યા કરતા. વળી મહૂમમાં પ્રચારક સ્વભાવ પૂરેપૂરો હતો. વનસ્પતિશાસ્ત્રનું જ્ઞાન ગુજરાતમાં ખૂબ ફેલાય એ એમની મોટામાં મોટી વાસના હતી અને એ વાસનાની તૃપ્તિ માટે એમણે મરણ પર્યંત પોતાથી બની શક્યા તેટલા પ્રયાસો કર્યા કર્યા.

એક બીજી વાત—મહૂમ જયકૃષ્ણભાઈ સાથે પરિચયમાં આવનાર એમની વૈજ્ઞાનિક મહત્તા જોઈ શકે કે ન જોઈ શકે, પણ માણસ તરીકેની મહત્તા જરૂર જોઈ શકે એટલું મનુષ્યત્વ એમનામાં આગળ પડતું હતું. વ્યવહાર માત્રમાં એમનું વર્તન એક સાચા મર્દને છાજે એવું હમેશાં જોવામાં આવતું અને નિખાલસતા, પ્રમાણિકતા, સાદાઈ, નમ્રતા, કોમળતા, ઉદારતા, સ્નેહાળપણું વગેરે મનુષ્યત્વને શોભાવનાર ગુણો એમનામાં ઘણા મોટા પ્રમાણમાં હતા. જયકૃષ્ણભાઈ વૈજ્ઞાનિક તરીકે વધારે મોટા ગણાય કે માણસ તરીકે એ પ્રશ્નનો જવાબ હું તો નથી આપી શકતો, પણ વાચનાર આ ચરિત્ર વાંચ્યા પછી જે યોગ્ય લાગે તે મત બાંધે.

તા. ૨૧-૭-૩૧ — દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી

# અનુક્રમણિકા.

---

## ખંડ પહેલો



## ખંડ બીજો



## ખંડ ત્રીજો



## ખંડ ચોથો



---

# પ્રકરણ ૧ લું.



## કચ્છ દેશ અને કચ્છી પ્રજા.

કચ્છ જેવા વેરાન દેશમા વનસ્પતિશાસ્ત્રી જયકૃષ્ણભાઇનો જન્મ થયો હતો એ જાણી ઘણાને આશ્ચર્ય થાય છે, પણ તેમા આશ્ચર્ય જેવું કંઇ જ નથી. વેરાન દેશ ( Barren Country ) મહાપુરુષોને જન્મ નથી આપી શકતો એ કંઇ સિદ્ધાન્ત નથી ઉલટું એવા વેરાન પ્રદેશમા ઇશ્વરની લીલા કંઇ ઓર જ હોય છે વેરાન પ્રદેશમા પાકનારા લોકો હજારો વિટંબણાઓની સામા થઇને પોતાનો રસ્તો કાઢે છે, પોતાને જોઇતા સાધનો પોતે જ પેદા કરી લે છે અને પ્રભુએ તેની પાસે જે જે રાખ્યુ છે તેનો પોતાની બુદ્ધિ અનુસાર ઉપયોગ કરી લે છે આવા ઉજ્જડ દેશના લોકો ટાઢ, તડકો તેમ જ બીજી અનેકવિધ મુસ્કેલીઓ વેઠી વેઠીને પોતાના ખોરાક, પોશાક અને રહેઠાણના સાધનો પેદા કરી લે છે આવા વેરાન મુલકના લોકો સાધારણ રીતે સાહસિક અને ખડતલ હોય છે સાધારણ મુસ્કેલીઓથી તે ડરતા નથી અને સહનશીલતા તો તેમના બાપની જ કહેવરાવે છે આવા લોકોમા શૌર્ય, સ્વાશ્રય, સ્વાતંત્ર્ય–જુસ્સો અને મરદાનગી બહુ જ અચ્છા પ્રમાણમા હોય છે આથી જ પરદેશ ખેડવામા, વેપારવણજમા, અને જ્યા પોતાનુ કોઇ ન હોય ત્યા પોતાનો અડ્ડો જમાવવામા કચ્છી લોકો જાણીતા છે વહાણવટુ ખેડવામા કચ્છી ખારવાઓની જોડી ગુજરાત કાઠિયાવાડમા મળતી નથી મુંબઇમાથી કચ્છીઓને બાદ કરો અને પછી મુંબઇની શોભા જુઓ ! કચ્છી એટલે ઉદ્યમ, કરકસર, પડછંદ શરીર અને એનમન સાદાઇ !

કચ્છી લોકો સ્વભાવે મોટે ભાગે ભોળા અને સીધી વાત કરનારા હોય છે મખિયાવાડી વિવેકનો તો તેમનામા છાંટો સરખોય શોધ્યો જડે તેમ નથી જેવું હોય તેવું મોં ઉપર જ કહી દેવું એ લગભગ ઘણાખરા કચ્છીઓનો સ્વભાવ છે ખુશામત કરવી કરાવવી તેમને પસંદ નથી હોતી. તેઓ

માન મનોવી અને મત્યવંતા હોય છે. કચ્છી પ્રજા ગુજરાતની પ્રજા માફક ભણેલી નથી. પણ આપણા વહેપારીઓ જ્યાં જતાં ડરે છે ત્યાં જઈને મામુલી કચ્છીઓ નામના કાઢે છે.

મહર્ષિ ચરક કહે છે કે—"इह सर्वविनिद्रप्यमाणो जाङ्गलो देशः ।" (कल्पस्थान અ. ૧–૭) જાંગલ દેશ (જંગલો અને વેરાન મેદાનોથી ભરપૂર દેશ) ના લોકો સ્થિર અને કઠિન હોય છે. આરોગ્યની દૃષ્ટિએ પણ આવો દેશ ઇચ્છવા યોગ્ય છે. આનૂપ દેશ (બહુ પાણી અને શીતળતાવાળા દેશ) કરતા જાંગલ દેશ આરોગ્યની દૃષ્ટિએ વધારે સારો છે.

મી. જેમ્સ ગેડ્ડે તેમના "Forest and Streams" નામના પુસ્તકમાં વેરાન પ્રદેશ અને તેના લોકો વિષે ઓળખના નીચે મુજબ ઉદ્‌ગાર કાઢે છે:—

"But with all this we must not forget that the berrenness of a country has often been the salvation of its people. The civilized races of antiquity did not arise in the great forest regions of Germany and Italy, but rather in open countries. *Egypt* owed its prosperity to natural and artificial irrigation, and the gardens of Babylon and Assyria were purely the result of man's handiwork. The centres of the Roman and Greek Empires were by no means the most fertile parts of their dominions, and no doubt the struggle to overcome this barrenness helped to make the people strong and brave. A *powerful* nation is the outcome of a struggle of some kind, either with nature or its human rivals. If pleasure alone were the great consideration, then every trouble and difficulty is an evil! But if on the contrary, happiness is allied to inertia and death, work of all kinds means force, power and advancement in individuals as well as in nations

But work to be useful must be performed to some good purpose, we should not denude a country for the purpose of restoring its fertility by the labour of centuries."

કચ્છના ભૂતકાળનો જ્વલંત ઇતિહાસ આ વાતની સાક્ષી પૂરે છે. આપણે આપણો ઇતિહાસ ભૂલ્યા છીએ એટલે એવા વીર સ્ત્રીપુરુષોની વીરપૂજા કરતા પણ ભૂલ્યા છીએ.

અત્યારે કચ્છી પ્રજા ઉપર અજ્ઞાન અને જડતાના થરના થર ચઢ્યા છે એ વાત જો કે સાચી છે, પણ તેથી તેની કિંમત જરા ય ઘટતી નથી. યોગ્ય નેતા હોય તો કચ્છમાંથી સુંદર, કદાવર, પડછંદ સૈનિક મળી આવે એમ છે.

આ જ કચ્છ સંસ્થાનના લખપત નામના ગામમાં આપણા ગુજરાતના વનસ્પતિશાસ્ત્રી જયકૃષ્ણભાઈનો જન્મ થયો હતો. તેમના જન્મથી જરૂર મગરૂરી લઈ શકાય એમ છે. જે જે મહાપુરુષોએ કેવળ પોતાના જ પરિશ્રમથી, પોતાના માર્ગમાં આવેલા અનેક સંકટો સાફ કરી કરીને આગળ પ્રગતિ કરી છે તે જ કોટિના જયકૃષ્ણભાઈ મહાપુરુષ છે. યુરોપ અમેરિકામાં આ મહાન પુરુષ જન્મ્યા હોત તો તેમની પાસેથી ઘણો લાભ ઉઠાવવામાં આવ્યો હોત. ગુજરાતના આ વૃદ્ધ નરરત્નને, ગુજરાતના આ વીતરાગને ગુજરાત નથી પિછાણ્યો, કાઠિયાવાડે પણ નહિ જેવો પિછાણ્યો છે અને કચ્છે તો હમણાં હમણાં જ તેને જાણ્યો. આવા પુરુષનું જીવનચરિત્ર ગુજરાતની જનતાને ચરણે ધરી કૃતાર્થ થાઉં છું.

# પ્રકરણ ૨ જું.

## કુટુંબ પરિચય.

વનસ્પતિશાસ્ત્રી જયકૃષ્ણભાઈનો જન્મ સંવત ૧૯૦૫ ના આસો શુદિ ૧૦ (વિજયાદશમી) ને દિવસે કચ્છ સંસ્થાનના આવેલા લખપત નામના ગામમા ગિરનારા બ્રાહ્મણ જ્ઞાતિમા થયો હતો. તેમના પિતાનું નામ ઇન્દ્રજી ઠાકર હતું. તેમની ન્યાતમા તેમ જ લખપત ગામમા ઇન્દ્રજી ઠાકરની લાગવગ પ્રતિષ્ઠા મોભો ઠીક હતા. ગામના દરવાજાની કુંચીઓ તેમની પાસે રહેતી એટલે તેઓ કુંચીવાળા કહેવાતા.

ગિરનારા બ્રાહ્મણો મોટે ભાગે વૈષ્ણવ મંદિરોમા મુખિયાજી હોય છે. ઇન્દ્રજી ઠાકર પણ ધોળકામા ગોસ્વામી શ્રી બ્રીજનાથજી મહારાજની હવેલીમા મુખિયાજી હતા. શ્રી બ્રીજનાથજી મહારાજ એ સાક્ષાત દુર્વાસાની મૂર્તિ હતા, તેમનો તાપ બહુ આકરો ઉગ્રી વર્તતા. એક વખત કોઇ પ્રતિષ્ઠિત સદ્‌ગૃહસ્થ મહારાજશ્રીના દર્શન કરવા આવેલા. મહારાજ તે વખતે મંદિરમા બેઠા હતા. અધિકારીજી બહાર ગયા હતા. એ સદ્‌ગૃહસ્થને દર્શન કરીને તુર્ત જ બીજે ગામ જવું હતું. તેમણે મુખિયાજીને આ વિષે વાત કરી. સંધ્યા પૂર્ણ થતાવેંત જ ઇન્દ્રજી ઠાકરે તે સજ્જનને મહારાજશ્રી પાસે લઇ જઇ દર્શન કરાવ્યા. તે ભાવિક સદ્‌ગૃહસ્થે ભેટની બહુ સારી રકમ મહારાજના ચરણોમા ધરી, દંડવત પ્રણામ કરી પોતાની જાતને કૃતકૃત્ય થયેલી માની અને ટૂંક વખતમા જ મહારાજશ્રીની રજા લીધી. આવી સારી ભેટ ધરનાર ગૃહસ્થને મંદિર તરફથી પ્રસાદ મળવો જોઇએ. પણ અધિકારીજી તો મંદિરમા હતા નહિ અને સદ્‌ગૃહસ્થને જવાની ઉતાવળ હતી એટલે તેઓ વગર પ્રસાદે જવા લાગ્યા. ઇન્દ્રજી ઠાકરથી આ સહન ન થયું. તેમણે વિચાર કર્યો કે આથી તો મહારાજનું અને મંદિરનું બન્નેનું નાક કપાય છે. તુર્ત જ તેમણે પ્રસાદ લઇ આવીને તે સદ્

ગૃહસ્થને આપ્યો અને વિદાય કર્યા પ્રસાદ આપવાનો મુખિયાજીને અધિકાર ન હતો, છતાંયે મંદિરની પ્રતિષ્ઠા ખાતર અને મહારાજશ્રીનું ખોટું ન ગણાય એટલા માટે તેમણે આ અનધિકારી ચેષ્ટા કરી આ વાત એક ચાડિયા દ્વારા મહારાજશ્રીના કાને પહોંચી વર્ત જ મહારાજશ્રીએ મુખિયાજીને બોલાવ્યા ઇંદ્રજી ઠાકર તુર્ત જ સમજી ગયા હિંમત ગણી મહારાજશ્રી પાસે હાજર થયા અને હાથ જોડી ઉભા રહ્યા શ્રીજીવાલજી મહારાજ લાલ ચોળ આંખો કરી "તેરા બાપકા ઘર હૈ ? પ્રસાદ તે કયું દિયો ?" કહી ગર્જ્યા જરા પણ ડર્યા સિવાય નમ્રભાવે મુખિયાજી ઇંદ્રજી ઠાકર બોલ્યા 'જી હા માગ બાપનુ ઘર ધારીને જ એ કામ કર્યું છે" શ્રીજીવાલજી મહારાજના મન ઉપર આ શબ્દોએ ભારે અસર નિપજાવી તેઓ શાંત પામ્યા અને 'અચ્છા જાઓ' કહી મુખિયાજીને રજા આપી તેમની પોતાની આંખોમા જળ ભરાઇ આવ્યા હતા.

પછી ઇંદ્રજી ઠાકર તો ગયા અને ઠાકોરની સેવામા રોમાયા તેમના ગયા બાદ મહારાજશ્રીએ એક સુંદર ઉપરણો (પ્રસાદ તરીકે વસ્ત્ર આપવામા આવે છે તે) મંગાવ્યો અને ત્યા મુખિયાજી સેવામા તન્મય થયા હતા ત્યા ધીમે પગને જઈને મુખિયાજી ઉપર ઉપરણો ફેંકયો મુખિયાજીએ ચમકીને પાછું જોયું તો મહારાજશ્રીને જોઇને આશ્ચર્ય જોઇ રહ્યા અને બોલ્યા, 'મહારાજ આ શું ? શ્રીજીવાલજીએ કહ્યું બોલ્યા હુ બહુ ખુશ થયો છુ. આજે તે મારી અને મંદિરની આબરૂ સાચવી છે તેની આ બક્ષિસ છે"

સમયસૂચકતા અને પરમ ગહન એવા મના ધર્મનુ ઇંદ્રજી ઠાકરને કેવું ભાન હતુ તે આ ઉપરથી સમજાશે

ઘોડા ભા ઘણા વર્ષ તેઓ મુખિયાજી તરીકે રહ્યા પછી મોટી ઉમરે લખપતમા આવીને રહ્યા હતા

લખપત ગામના દરવાજાની કૂચીઓ તેમન ત્યા રહેતી તે માટે તેમને ૨૦ થી ૨૫ કોરી માસિક પગાર મળતો. કૂચીનાગાને ધામ ચારો, લાકડા અને શાકનો લાગો લેવાનો હ હતો એટલે ઘાસચારો લાકડા અને શાકની તેમને જરા પણ તંગી વેઠવી પડતી નહિ પરિણામે ઘર આગળ ચાર પાંચ ગાયો પાળી હતી આ ગભરૂ ગાયોના દૂધ ઈંદ્રજી ઠાકરના મંતાનો પીતા અને દૂધ દહીં, માખણ, ઘીની રેલમછેલ તેમને ત્યા ચાલુ જ રહેતી.

જ હોય આ વાતાવરણમા જાણ્યે અજાણ્યે પણ જયકૃષ્ણભાઇને ઘણુ શીખવાનુ મળ્યુ હતુ

પાચમા પુત્ર વાસુદેવભાઇ વિષે ખાસ કાઇ જાણવાનુ મળતુ નથી

પાચે ભાઇઓના શરીર સદૃઢ હતા ઇચ્છાશંકર જાતે દરેક પુત્રને તરતા શીખવતા હતા જે નાનો હોય તેને પિતા શેકડુ દૂધ નાની લોટી ભરીને પાતા

અધરાત મધરાત ગામના દરવાજા ઉઘાડવા પડતા ઇચ્છાશંકર કાને બહેરા હતા, એટલે લોકોની બૂમો તે તો ભાગ્યે જ સાભળતા બાળકો દરવાજો ઉઘાડવા જતા કેટલીક વખત તો દરવાજો ઉઘાડવા જવા માટે હરીફાઇ ચાલતી, પિતા તેમને સમજાવી અવારનવાર આજે એકને તો કાલે બીજાને એમ કુચીઓ આપી દરવાજો ખોલવા મોકલતા. આમ રાત મધરાતે તેઓ દરવાજા ઉઘાડવા જતા એટલે તેમની બીક ભાગી ગઇ હતી

ભાણજીભાઇ જયકૃષ્ણભાઇને ઘણી વખત કહેતા હતા કે "નારાયણ કવચમાના જતના શ્લોકો બોલવાથી ભૂત પ્રેતનો ડર લાગતો નથી ભૂત એ તો મહાદેવના ગણ છે નારાયણ કવચનો પાઠ કરનારને તે દેખાય જ નહિ" એમ તેઓ સમજાવતા ત્યારે પછી જયકૃષ્ણભાઇને રાત અધરાત ગામ જવાનુ થાય કે દરવાજા ઉઘાડવાનુ થાય ત્યારે ત્યારે તે આ શ્લોકો બોલતા

ત્રણ મોટા ભાઇઓ સાધારણ રીતે બહારગામ એટલે ઘર આગળ જયકૃષ્ણભાઇ રહેતા પિતા સાથે તે ભિક્ષા માગવા જતા આ ભિક્ષામા જરા પણ દીનતા ન હતી એક તો નાગરીઆત માણસ બીજુ મુખિયા અને ત્રીજુ [illegible]—એટલે જ્યા જ્યા જાય ત્યા ત્યા સન્માન મળતુ જયકૃષ્ણભાઇ સાથે જતા કોઇને ત્યા જાય અને કાઇ વસ્તુ બહાર પડી હોય તો ઇચ્છાશંકર સાચવવા કહેતા જયકૃષ્ણભાઇ ઉપર આવા અનેક સસ્કારો તેમના પિતા સાથે ફરવાથી પડયા હતા

બચપણમા જયકૃષ્ણભાઇની જીભ તોતડી હતી એટલે રામકૃષ્ણભાઇ પોતાના માતુશ્રીને કહેતા "બા ! આને આપણે કથાનુ નહિ ભણાવીએ, એને હાટડી શીખવીશુ " પણ ઇશ્વરની ઇચ્છા શી હતી તે એ વખતે તેઓ શુ જાણે ?

જયકૃષ્ણભાઈના મોટાભાઈ માંડવી (કચ્છ) માં રહેતા હતા. પિતાના મરણ પછી જયકૃષ્ણભાઈ માંડવી રહેવા આવેલા. મોટાભાઈ તેમને તેમના જેટલી ઉમેરના એક છોકરા સાથે ગામમાં ભિક્ષા માગવા મોકલતા. ભિક્ષા ઉપરાંત તેઓ ગૃહસ્થોને ત્યાં વિષ્ણુસહસ્રનો પાઠ કરવા પણ જતા. કોઈ મુંબઈથી થોડું અંગ્રેજી ભણીને આવેલ માણસ પાસેથી થોડું અંગ્રેજી પણ શીખતા હતા. ભિક્ષા માગવા જાય ત્યારે અંગ્રેજી સ્પેલિંગો (જોડણી) ગોખતા.

માંડવીમાં આશાપુરી માતાનું મંદિર છે. એ મંદિરના કાપડી લોકોએ એક વખત જયકૃષ્ણભાઈને પોતાનો ચેલો થવા ખૂબ લાલચો આપેલી. સારી મિઠાઈ પણ ખાવા આપી હતી. મિઠાઈ તેઓ ખાઈ ગયા પછી એ કાપડી લોકોએ કહેલું, "જો તને અહિં આવું ને આવું જ ખાવાનું મળશે. તારે માથા ની ચોટલી કપાવી નાખવી પડશે. અને કોઈ પૂછે ત્યારે કહેવું પડશે કે મારી રાજીખુશીથી હું ચેલો બન્યો છું. જો તું કબૂલ કરીશ તો તને ખૂબ પૈસા મળશે. તું સુખી થઈશ." આ વખતે જયકૃષ્ણભાઈની ઉમર આશરે ૧૦–૧૧ વર્ષની હશે. કુટુંબના વૈષ્ણવ સંસ્કારો આ વેળાએ તેમની વહારે ધાયા અને તેવી તેઓ લાલચમાં ન ફસાતાં એ પાપી અખાડાઓમાંથી બચી ગયા. આ પાપખાનામાં આવા કોણ જાણે કેટલાએ યુવાનોને ચેલાઓ મૂંડવામાં આવતા હશે !

શ્રીજલાલજી મહારાજનાં ભાભી ચંદારાણી વહુજી એક વખત લખપત પધારેલાં તેમને સિંધ જવું હતું. સાથે એક રસોયો લેવાની જરૂર હતી. લખપતમાં ગિન્નારા બ્રાહ્મણો સિવાય બીજા તેમને કામ આવે એમ ન હતા. વૈષ્ણવોએ ઇચ્છજી ઠાકરના નાના પુત્ર જયકૃષ્ણભાઈ વિષે વહુજી મહારાજને વાત કરી. વહુજી મહારાજે જયકૃષ્ણભાઈને પોતાની પાસે બોલાવી પૂછ્યું, "તું મારી સાથે સિંધ આવીશ ? ઠાકોરજીની પૂજા તારે કરવાની અને રસોઈ કરવાની." જયકૃષ્ણભાઈએ કહ્યું, "મારી મા હા પાડશે તો હું જરૂર આવીશ." "ઠીક ત્યારે તું આજે સાંજે તારી માને તેડીને મારી પાસે આવજે." ઘેર જઈને જયકૃષ્ણભાઈએ બધી વાત પોતાની માતાને કહી. પતિના મરણથી માતા તે વખતે ઘર બહાર નીકળતાં ન હોતાં, એટલે રાત્રે તેઓ જયકૃષ્ણભાઈ સાથે મંદિરે ગયાં, વહુજીને મળ્યાં અને જયકૃષ્ણભાઈને મોકલવાની હા કહી આવ્યા.

નવા નવા દેશો જોવાનો ઉમાદ બાળકોમા સ્વાભાવિક રીતે જ હોય છે. જયકૃષ્ણભાઇને સિંધ જવાનું થયુ એટલે ખુબ આનંદ થયો. સિંધમા તેમને વહુજી મહારાજ સાથે ખૂબ ફાવી ગયુ. વહુજી મહારાજ પણ તેમના કામથી ખુશ થયા હતા

એકાદ વર્ષ થઇ ગયુ એટલે તેમના મોટાભાઇએ તેમને પાછા આવી જવા માટે લખ્યુ, પણ જયકૃષ્ણભાઇને આવવાનુ મન ન હતુ. છતાયે માતાના આગ્રહથી મોટાભાઇ જયકૃષ્ણભાઇને તેડવા સિંધ ગયા વહુજી મહારાજ પાસેથી રજા મેળવીને જયકૃષ્ણભાઇ સાથે તે પાછા ફરતા હતા રસ્તામા રાત થઇ એટલે મોટાભાઇ સૂઇ ગયા તુર્ત જ જયકૃષ્ણભાઇ ત્યાથી નાસી છૂટયા અને પાછા વહુજી મહારાજ પાસે પહોચી ગયા. મોટાભાઇએ જાણ્યુ કે એનુ આવવાનુ મન નથી તો તે ભલે ત્યા રહ્યો

પરમાનંદભાઇ, જે મુબઇ રહેતા હતા, તેમણે પણ જયકૃષ્ણભાઇને સિંધ છોડીને પોતાની પાસે મુંબઇ જવા માટે ખૂબ આગ્રહ કર્યો જયકૃષ્ણભાઇને પણ હવે ઘર અને મા સાભરેલા એટલે લખપત પાછા ફર્યા પાસે થોડા પૈસા ભેગા થયા હતા અને હવે તે સુખિયાઉ તરિકે ઓળખાતા એટલે મનમા મહેજ ફુલાતા પણ લાગ્યા હતા. મોટાભાઇના આગ્રહથી તે મુંબઇ ગયા તે વખતે આગગાડી ન હતી, વહાણમા જ જવુ પડતુ. મુંબઇ ગયા અને મોટાભાઇએ તેમને નિશાળમા બેસાડયા પણ સિંધના સુખ જયકૃષ્ણભાઇ ભૂલી શકયા નહિ મુબઇનુ બંધિયાર જીવન તેમને પસંદ પડયુ નહિ એટલે પોતાની પાસે થોડા પૈસા હતા તે સાથે લઇને મોટાભાઇને કહ્યા સિવાય તેઓ બંદરે આવીને કરાચી જતી નાની સ્ટીમરમા ચડી બેઠા તે વખતે તેમના હાથમા સોનાના બે કડા હતા ટીકીટ લીધી ન હતી ટીકીટ તપાસવા જ્યારે સાહેબ આવ્યો ત્યારે તે બીજે સ્થળે ગયા હતા પોતાની સાથેના મુસાફરોને આ છોકરો વગર ટીકીટે ચડી બેઠો છે તેની ખબર પડી હતી એટલે "આ તારા કડા કાઢી નાખ, નહિ તો ટિકીટ નથી એટલે ટિકીટવાળો તારી પાસેથી લઇ લેશે " એમ કહી વારવાર તેમને બીવાડતા ઠેઠ સિંધ પહોચ્યા અને વહુજી મહારાજને મળ્યા

પરમાનંદભાઇએ મુબઇમા શોધાશોધ કરી મૂકી પોલિસને ખબર આપી સિંધ વહુજી મહારાજ ઉપર પણ તાર મૂકયો જયકૃષ્ણભાઇના પહોચતા પહેલા

તાર ગયો હતો; એટલે વહુજી મહારાજ જયકૃષ્ણભાઈને ખૂબ વઢયાં. વહુજી મહારાજે તારથી મુંબઇ ખબર આપી દીધી કે જયકૃષ્ણ અહીં આવી ગયો છે ' મોટાભાઇના જીવમાં જીવ આવ્યો. છેવટે વહુજી મહારાજની સલાહથી તે પાછા મુંબઇ પહોંચ્યા અને નિશાળે બેઠા.

બહેરામજી પારસીની નિશાળમાં તેમણે અંગ્રેજી અભ્યાસ શરુ કર્યો. આ વખતે તેમની ઉમર ૧૩–૧૪ વર્ષની હશે. અભ્યાસમાં ચિત્ત ચોટયું અને ખીન્તથી તે અભ્યાસ કરવા લાગ્યા. પહેલા ધોરણમાં પાસ થયા પછી બીજા ધોરણમાં તે ગોકળદાસ તેજપાલની સ્કૂલમા દાખલ થયા. અભ્યાસ સારો જોઈને માસ્તરે તેમને ૭ મહિનામાં જ ત્રીજા ધોરણમાં ચઢાવ્યા. ત્રીજા ધોરણમાં તે સાત નંબરે પાસ થયા. ત્રીજા ધોરણમાં ગોકલદાસ કહાનદાસ પરીક્ષા લેવા આવેલા તેમનો તે વખતનો ભપકો જોઈને જયકૃષ્ણભાઈને પણ વિચાર આવેલો કે " હું પણ ખૂબ ભણીને આવા ભેદમાં રહીશ. "

ગો. તે. સ્કૂલમાં થોડી ફી વધારવામાં આવી એટલે તે સ્કૂલ બદલીને તે ચોથા ધોરણમા રોબર્ટ મની સ્કૂલમાં દાખલ થયા. અંગ્રેજી ચોથા ધોરણમાં તે વખતે ગોલ્ડસ્મીથનુ " ડેઝર્ટેડ વિલેજ " પાઠયપુસ્તક તરીકે ચાલતું હતું. તે વખતની શિક્ષણપદ્ધતિ ઘણી સારી હતી. કૉર્ષ સુધી ગયેલા આજના વિદ્યાર્થીને અંગ્રેજીનુ કંઇ જ્ઞાન નથી હોતું, ત્યારે જયકૃષ્ણભાઇ, ફક્ત અંગ્રેજી ચાર ચોપડીઓ સુધીનું જ્ઞાન હોવા છતાં, સારી રીતે અંગ્રેજી લખી અને બોલી શકતા. અલબત યુરોપિયન મિત્રોનો સહવાસ પણ તેમાં સહાયભૂત હતો.

આ વિદ્યાભ્યાસ વિષે જયકૃષ્ણભાઇ ઘણી વખત ગળગળા થઇને બોલતા; " મારા જેવું કષ્ટ તો કોઇકને જ પડ્યું હશે. મારી પાસે મહિને આઠ આના ફી આપવાના પણ ન હોય. એ આઠ આના ક્યાંથી લાવવા એના વિચારમાં હું ઘણી વખત રોતો. મહિને મહિને આપવી પડતી ફીના પૈસા કોઇ ભલો ભાટિયો ભરી દેતો. કાગળ પેન્સિલ માટે હું કચેરી આગળ જઇને ભીખ માગતો. દયાળુ ઑફિસરોને મારી દયા આવતી. એટલે તે બિચારા મને પેન્સિલ, કાગળ વગેરે આપતા. મારે આઠ આના ફી આપવી પડતી; પણ જ્યારે કૉર્ષમા આઠ આનાને બદલે એક રુપિયો માસિક ફી થઇ, ત્યારે તે આઠ આના વધારે ક્યાંથી લાવવા ? એ આઠ આના ભરવાની અશક્તિ માટે જ મારે કૉર્ષમાથી નિશાળ છોડવી પડી. એક ભલો માસ્તર મારી આ સ્થિતિ

જાણતો હતો, એટલે તે છોકરાઓ પાસેથી ફાળો ઉઘરાવીને મને પુસ્તકો અપાવતો લાલશંકર ઉમિયાશંકરનું ગણિત ને એક ડિક્ષનેરી મને એ ભલા માસ્તરે અપાવેલા

"હું કોર્ટમાં અભ્યાસ કરતો, ત્યાં એક ભલો પારસી માસ્તર મારી સ્થિતિ જાણતો થઇ ગયો તે મને કહે કે, "તું આગળ તો ભણી શકવાનો છું જ નહિ, કારણ કે આગળ તો ખર્ચ વધારે આવશે માટે અત્યારથી જ અંગ્રેજી ભણવું છોડી દઇને કોઇ ધંધે વળગે તો સારું" હું કોર્ટમાંથી ઉઠી ગયો અમારું તે વખતનું શિક્ષણ આજના કરતાં ઘણું સંગીન હતું એમ મને લાગે છે ડેઝર્ટેડ વિલેજની

"No more thy glassy brook reflects the day,
choked with sedges works its needy way."

આ લીટીઓ તો મને હજીએ યાદ આવે છે મને જ્યોમેટ્રી ઘણી સારી આવડતી

"મારી પાસે દીવો બાળવાના પૈસા પણ ન હતા કોટમાં એક ઉંચા મકાનના ઓટલા ઉપર મ્યુનિસિપાલિટીના ફાનસ નીચે હું વાંચવા બેસતો અને તેની સામેના એક સાંકડા ઓટલા ઉપર સૂઇ જતો એ ઓટલો એટલો સાંકડો હતો કે જરા પાસું ફેરવતાં ધબ દઇને નીચે પડાય એમ હતું હું રાત્રે મોડી રાત સુધી વાંચતો ઘણી વખત ત્યાં ઇન્સ્પેકટર બેલી આવતો અને કહેતો તું ક્રિશ્ચિયન દેવળમાં આવીશ તો હું તને કપડાં, ચોપડીઓ અને થોડા પૈસા અપાવીશ તું આ દુ:ખમાંથી છૂટીશ" જયકૃષ્ણભાઇ આ લાલચોથી ડગ્યા નહિ અને પોતાનો ધર્મ છોડવા કરતાં મરવું સારું એમ ધારીને અડગ રહ્યા નાનપણના ધાર્મિક સંસ્કારોએ આ વખતે પણ તેમને બચાવ્યા

મુંબઇમાં ફણસવાડીમાં આવેલા દત્તાત્રેયના મંદિરમાં સંગીતના સારા સારા ઉસ્તાદો આવતા અને પોતાનો જલસો કરતા જયકૃષ્ણભાઇને નાનપણથી જ તેમના મોટાભાઇ ભાણજીભાઇ પાસેથી સંગીતના સારા સંસ્કાર પડ્યા હતા, એટલે તેઓ પણ આ મંદિરમાં દર શુક્રવારે જતા. ત્યાં તેમણે એક ઉસ્તાદ ગવૈયા સાથે સ્નેહ બાંધ્યો અને તેની પાસેથી થોડા રાગોની તાલીમ લીધી આ સંગીતનો શોખ આગળ ઉપર પણ ઠીક વિકાસ પામેલો.

કોથ'માંથી તે નિશાળેથી ઊઠી ગયા, એ પછી તેઓ બેંકમાં હુંડીની દલાલીનો ધંધો કરવા લાગ્યા હતા. એક મિત્ર સાથે હંમેશાં બેંકમાં જતા અને દલાલી કરતા. એ બેંકમાં એક આવેટ સાહેબ નામનો ગોરો અમલદાર હતો. તેણે જયકૃષ્ણભાઇને એક વખત કહેલું, "આવા કામ માટે તારી લાયકાત નથી. આના કરતાં તું બીજો ધંધો પસંદ કરીશ તો સુખી થઇશ." એ પછીથી એમણે બેંકમાં જવું બંધ કર્યું.

મુંબઇમા તેઓ ખુદરત મુગલ નામના માણસ પાસે ફારસી શીખતા અને ખુદરત મુગલને પોતે અંગ્રેજી ભણાવતા. આ ફારસી જ્ઞાનનો તેમણે આગળ જતાં પોતાના વનસ્પતિશાસ્ત્રના વિષયમાં ઠીક ઠીક ઉપયોગ કરેલો છે.

મૂળજી દાકરસી નામનો એક ભાટિઓ વિલાયત જતો હતો. જયકૃષ્ણભાઇને પણ વિલાયત જવાની તીવ્ર ઇચ્છા તે વખતે હતી. પોતે એ ભાટિયા પાસે ગયા અને પોતાની ઇચ્છા દર્શાવી. "જો તમે મને બૅરિસ્ટર કરો તો હું તમારી સાથે ઇંગ્લંડ આવું. તમે બતાવશો તે કામ પણ હું કરીશ." તે સદ્‌ગૃહસ્થે કહ્યું, "બૅરિસ્ટરી માટે તો હું હા નથી પાડતો. તમારે જો આવવું હોય તો મારી સાથે ચાલો. મારે રસોયાની પણ જરૂર છે. તમારું બધું ખર્ચ હું આપીશ." પણ તે વખતે બૅરિસ્ટર થવાનું ભૂત વળગેલું એટલે ના પાડી.

આમ મુંબઇમા વિવિધ જાતના અનુભવો મેળવી રહ્યા હતા, છતા ક્યાંઇ ચેન પડતું ન હતું. કોઇ સારો ધંધો જડતો નહિ. આ જ વખતે તેમના મોટાભાઇ ભાણજીભાઇ મથુરાની જાત્રા કરવા માટે તૈયાર થયા. જયકૃષ્ણભાઇ પણ તેમની સાથે જાત્રાએ ગયા. મથુરામાં ભાણજીભાઇએ તેમની પાસે પુસ્તકો વેચવાની–બુકસેલરની–દુકાન ખોલાવી. આમ મુંબઇને રામરામ કરી જયકૃષ્ણભાઇ મથુરામાં બુકસેલર બન્યા.



# પ્રકરણ ૪ થું.



## મથુરા-નિવાસ.

બુકસેલરની દુકાન મંડાવી મોટાભાઇ તો પાછા ફર્યા અને જયકૃષ્ણભાઇ પુસ્તકો વેચવા દુકાને બેસવા લાગ્યા. પં. જ્યેષ્ઠારામ મુકુન્દજીને ત્યાંથી હિંદી સંસ્કૃત અને બીજાં પુસ્તકો મંગાવતા. ઘણા લોકો તેમને જૂના હસ્તલિખિત પુસ્તકો-વૈદ્યક, જ્યોતિષ વગેરેનાં-વેચાય તો વેચવા અને ન વેચાય તો જૂજ કિંમતે રાખી લેવા માટે આપી જતા. આવા ઘણા પુસ્તકો તેમની પાસે હતા. દિલ્હી કૉરોનેશન વખતે તે જાતે પુસ્તકો વેચવા માટે દિલ્હી ગયા હતા.

એમનો કુલધર્મ વૈષ્ણવ એ આપણે અગાઉ જોઇ ગયા છીએ. ગિરનારા બ્રાહ્મણો મોટે ભાગે વૈષ્ણવ મંદિરોમાં મુખિયાજી હોય છે. વૈષ્ણવ સંપ્રદાયનાં ઘણાંખરાં પુસ્તકો વ્રજભાષામા હોય છે. વૈષ્ણવોનાં કીર્તનો વ્રજભાષામાં જ હોય છે. મથુરામાં રહીને જયકૃષ્ણભાઇ હિંદી અને વ્રજ-બન્ને ભાષાનો અભ્યાસ કરવા લાગ્યા અને વ્રજભાષાનું ઠીક ઠીક સાહિત્ય તેમણે જોયું. ઘણા કીર્તનો કંઠસ્થ કર્યાં હતા. એ કીર્તનોના ઢાળ અને રાગ શીખવા પણ તેમણે ઠીક પ્રયત્ન કર્યો હતો.

દુકાન ઉપર નહિ જેવું કામ હોય એટલે મનપસંદ પુસ્તકો વાંચવામાં તે દિવસો ગાળતા વૈષ્ણવ સંપ્રદાયના પુસ્તકો વાચવાનો તેમને ભારે શોખ હતો હિંદી અને વ્રજભાષાના હજારો દુહા, ચોપાઇ, કવિતો-કીર્તનો તેમને કંઠસ્થ હતાં. જિજ્ઞાસાવૃત્તિ એટલી પ્રબલ હતી કે જે કંઇ મનને સારૂં લાગતું તે તૂર્ત જ કંઠસ્થ કરી લેતા અને યાદશક્તિ પણ એટલી સરસ હતી કે તે વખતે વાંચેલું અને મોઢે કરેલું તે જરા પણ ભૂલ્યા ન હતા. હિંદી અને વ્રજભાષાના મોહમાં તેઓ ગુજરાતી ભૂલ્યા એમ હું માનુ છું. તેમનું ગુજરાતી લખાણ સંસ્કારી ન જ કહેવાય. કચ્છમાં કચ્છી ભાષા બોલતા, ઘરમા પણ એ જ ભાષામા વ્યવહાર થતો, અને ગુજરાતી શીખવાના વખતે તેમને મથુરામા રહેવું પડયુ. પરિણામે તેમનું ગુજરાતીનું જ્ઞાન નહિ જેવું જ હતું. વનસ્પતિશાસ્ત્રની ભાષામાં ઓપ કે વર્ચસ નથી તેનું કારણ આ જ.

મુંબઇવાળા પંડિત જ્યેષ્ઠારામ મુકુંદજી સાથે આ કામને લીધે તેમને સારો સંબંધ બંધાયો હતો. જ્યેષ્ઠારામભાઇ પણ પોતાનાં પુસ્તકોના નિકાલ માટે તેમની સાથે થોડો વખત મથુરામાં રહેલા. મથુરાથી પં. જ્યેષ્ઠારામ સાથે જયકૃષ્ણભાઇ કાશી, બરેલી, અયોધ્યા વગેરે સ્થળે ગયા હતા. અયોધ્યામાં એક વખત પં. જ્યેષ્ઠારામ બહાર ગયા હતા અને જયકૃષ્ણભાઇ ઘર આગળ રહી રસોઇ બનાવતા હતા. ગેટલીઓ વણીને રાખી હતી તે એક માંકડું આવીને ઉપાડી ગયું. જ્યેષ્ઠારામભાઇ આવ્યા ત્યારે જયકૃષ્ણભાઇ રડતા હતા. જ્યેષ્ઠારામભાઇએ 'ઓહો ! એમાં રડો છો શું?' કહી આશ્વાસન આપ્યું. આ મુસાફરીમાં પં. જ્યેષ્ઠારામને જયકૃષ્ણભાઇના સ્વભાવનો સુંદર પરિચય થયો. આગળ ઉપર એમને જ લીધે એમનો સ્વ પં. ભગવાનલાલ ઇન્દ્રજી સાથે મેળાપ થયો હતો.

જેટલો વખત તે મથુરામાં રહ્યા તેટલો વખત તેઓ નિયમિત કંસ ઘાટ ઉપર જતા. વ્રજવાસની ઉત્કંઠા વૈષ્ણવ હૃદયોમાં પ્રબળ હોય છે અને જયકૃષ્ણભાઇની પણ વ્રજમાં રહેવાની અને 'જમનામૈયા' દર્શન કરી દેહ પાવન કરવાની ભાવના તો ખરી જ. પણ માણસનું ધાર્યું હંમેશાં ઓછું જ થાય છે? મથુરામાં તેમની તબિયત ઠીક રહેતી નહિ, દિન પ્રતિદિન બગડતી જતી મોટાભાઇઓના આગ્રહથી છેવટે પુસ્તકની દુકાન બંધ કરીને તે પાછા મુંબઇ આવ્યા.

મથુરાનિવાસે તેમને વૈષ્ણવ ધર્મનું ચુસ્ત પાલન કરતાં શીખવ્યું. યુરોપિયન મિત્રોના નિકટ પરિચયમાં રહેવા છતાંયે કદી તેમણે એ ચુસ્તતાનો ત્યાગ નથી કર્યો. દર રોજ મંદિરમાં જવું, વારતહેવારે હવેલીમાં 'સામગ્રી' મોકલવી, તુલસીપૂજન કરવી, રાત્રે અમુક માળાઓ ફેરવવી, ઇત્યાદિ નિયમોનું કડક પાલન તેઓએ આખર સુધી કરેલું. બાલપણમાં પડેલા સંસ્કારોનું પરિબલ અંત લગી એવું જ હતું. વૈષ્ણવ ધર્મના બાહ્યાચારથી સ્વચ્છતાનું કડક પાલન તેઓ શીખ્યા, યુરોપિયન મિત્રોના સહવાસેએ સ્વચ્છતાપાલનમાં વધારો કર્યો, પરિણામે બાહ્ય સ્વચ્છતા માટે જયકૃષ્ણભાઇને ખૂબ જ ચીવટ હતી. પોતાના ઘરની ભીંતો ઉપર કોઇ એકાદ લીટો કરી જતું કે કોઇ અજાણ્યો મહેમાન ઘરની ભીંતો ઉપર પાન ખાઇ થૂંકી ગયો હોય તો તેમને ખૂબ જ ખૂંચતું. વસ્ત્ર, પુસ્તકો, ફરનીચર–દરેક ઉપર સ્વચ્છતાની નિશાની સ્પષ્ટ જણાતી ખોરાકમાં પણ આ સંસ્કારોની અસર હતી આ તેઓ કદિ પીતા નહિ કશભી, દૂધ, ખજૂર, ગોળપાપડી આ તેમનો પ્રિય નાસ્તો અને પાથેય હતું.

# પ્રકરણ ૫ મું.



## પંડિત ભગવાનલાલભાઇ સાથે મુલાકાત.

પં. જ્યેષ્ઠારામ મુકુંદજીએ પંડિત ભગવાનલાલભાઇને મોઢે જયકૃષ્ણભાઇ વિષે વાત કરી મૂકી હતી. " છોકરો સારો છે અને કદાચ તે તમારી પાસે દવા માટે પણ આવશે. " જયકૃષ્ણભાઇને પેટમાં દરદ થતું હતું અને માંદગી ઘણી વધેલી હતી. શરીર તદ્દન ફીકકુંફસ પડી ગયેલું. એક દિવસ પં. જ્યેષ્ઠારામની દુકાને પોતે બેઠેલા, એટલામાં ભગવાનલાલભાઇ ત્યાં આવી ચઢયા. તુર્ત જ જ્યેષ્ઠારામભાઇએ તેમની મુલાકાત કરાવી અને કહ્યું: " જેને માટે મેં તમને વાત કરી હતી તે આ જ જયકૃષ્ણ. " ભગવાનલાલભાઇએ તેમને · દરદ શું છે એ પૂછયું. એ ઉત્તર આપે એ પહેલા તો ભગવાનલાલભાઇ બોલી ઉઠયા, ' તમને દરદ પેટમા થાય છે ખરુંને ? ઠીક, તમે મારે ત્યા આવજો, હું તમને દવા આપીશ. તમને મટી જશે, તમે સારા થઇ જશો " જ્યેષ્ઠારામભાઇ પાસેથી તેમનુ શિરનામું લખી લઇને જયકૃષ્ણભાઇ ઘેર ગયા ભાઇને બધી વાત કહી બીજે દિવસે સવારમા દશમી અને બટાટાનું શાક એક પોટલીમાં બાંધીને તે ચર્ચગેટ સ્ટેશનથી ગાડીમા બેઠા, ચર્નીરોડ ઉતર્યા અને વાલકેશ્વર ભગવાનલાલભાઇના મુકામ તરફ ચાલ્યા સાથે લીધેલું ભાતું મોતીવાળાની ધર્મશાળામા મકીને ભગવાનલાલભાઇ પાસે ગયા ભગવાનલાલભાઇએ તેમને ' આવો ' કહીને આવકાર આપ્યો અને બીજી કોઇ પણ જાતની વાત ( દરદ વિષે ) કર્યાં વિના ઉમિયાશંકરને કહ્યું: "ઉમિયાશંકર ! એને આપણી ગોળીઓ આપો " ઉમિયાશંકરે ગોળીઓ આપી આ વખતે ભગવાનલાલભાઇ ફૅક્સિમાઇલ ( શિલાલેખને છાપવાનુ કામ ) લેવાનુ કામ કરતા હતા. શિલાલેખ ઉપર પ્રાચીન સંસ્કૃત લિપિ હતી ફૅક્સિમાઇલ ઉપર તે અક્ષરો જોયા એટલે જયકૃષ્ણભાઇની જિજ્ઞાસા વધી અને સંકોચ વિના પૂછયું· " આ·

શું છે ?" ભગવાનલાલભાઈએ સહેજ હસતાં કહ્યું: "આ સંસ્કૃત ભાષા છે" જયકૃષ્ણભાઈએ આને મશ્કરી જાણી એટલે પોતે પૂછવા લાગ્યા, "સંસ્કૃત ભાષા વળી આવી તે હોય ?" ભગવાનલાલભાઈએ કહ્યું: "હા પહેલાં સંસ્કૃત ભાષામાં શ આવી જાતનો હતો, સો વર્ષ પછી આવો થયો, પછી આવો થયો અને આજે બે હજાર વર્ષ પછી આવો શ થયો છે આ જૂની સંસ્કૃત જ છે." જયકૃષ્ણભાઈ આ જોઈ તાજૂબ થયા મનમાં એ વિદ્વાનની પ્રશંસા પણ કરવા લાગ્યા ગોળીઓ તો મળી ગઈ હતી, પણ તે શેમાં ખાવી, કેટલી ખાવી, ક્યારે ક્યારે ખાવી, શી પરેજી પાળવી વગેરે કંઈ જ કહ્યું ન હોતું એટલે જયકૃષ્ણભાઈએ ડરતા ડરતા પૂછ્યું. "આ ગોળીઓ શી રીતે ખાવાની છે ?" "સવાર સાંજ એક એક ગોળી ખાજો, ઉપરથી દૂધ પીજો, અને થઈ રહે એટલે પાછા અહીં આવજો" આટલું બોલી રહ્યા પછી તુર્ત જ ભગવાનલાલભાઈએ જયકૃષ્ણભાઈને પૂછ્યું "તમારે આવું શીખવું છે ?" જયકૃષ્ણભાઈએ હસતા હસતા જવાબ વાળ્યો. "મને આવું આવડે ?" "ન કેમ આવડે ? તમે મારી પાસે રહેશો એટલે તમને પણ આવું આવડશે" ભગવાનલાલભાઈએ સામો જવાબ આપ્યો આ સંવાદ પછી *ગોળીઓ લઈને જયકૃષ્ણભાઈ વિદાય થયા

આપેલી ગોળીઓ ખાઈ ગયા એટલે બીજી ગોળીઓ લઈ આવ્યા આ ગોળીઓથી દરદ લગભગ મટી ગયું હતું. આવી રીતે ત્રણ ચાર વખત ગોળીઓ લઈ આવ્યા હતા આ જ અરસામાં ભગવાનલાલભાઈને શોધખોળના કામ માટે પશ્ચિમ હિંદના આર્કિયોલૉજીકલ સર્વેયર સર જેમ્સ બર્જેસ સાથે નાશિક જવાનું થયું. ભગવાનલાલભાઈ પોતે જ જયકૃષ્ણભાઈનું ઘર પૂછતા પૂછતા એક દિવસ સાંજના તેમને ઘેર કોટના સંકોરદ્વારામાં આવી ચઢ્યા. 'મારે નાશિક જવું છે, તમે મારી સાથે આવશો ? હવાફેરની તમારે જરૂર પણ છે તમારું શરીર સારું થઈ જશે," ભગવાનલાલભાઈએ પૂછ્યું પોતાના ભા'

* ભગવાનલાલભાઈ પાસે ઘણા દરદીઓ આવતા હતા અને ઘણા ખરા સાજા થઈને જતા હતા. તેમની પાસે અમુક સંકેતવાળી 'કાઉંચ આરંભૂ'ઇ ઈત્યાદિ નામવાળી બાર દવાઓ હતી કેટલીક ઓરમધ, ક્વીનાઇન જેવી ઇંગ્રેજી દવાઓ હતી અને આ ગોળીઓ હતી આ ગોળીઓ "સદાની ગોળીઓ" ને નામે ઓળખાતી. જેને તેને તે સૂંઠ અને આપવામાં આવતી. 'ચંદ્રપ્રભા' જેવી જ, તેને મળતી જ આ બનાવટ છે આ ગોળીઓથી ભૂખ ભાગતી અને દીર્ઘ આરામ જણાતા હતા

ઘર આગળ ન હતા એટલે જયકૃષ્ણભાઇએ કહ્યું, "હું મારા ભાઇને પૂછીને આપને જણાવું." "ઠીક, ત્યારે તમારા ભાઇને પૂછીને મને ખબર આપજો" કહીને ભગવાનલાલભાઇ પાછા ફર્યા. રાત્રે તેમના ભાઇને બધી વાત કહી સંભળાવી. ભાઇએ રજા આપી, એટલે વાલકેશ્વર જઇને કહી આવ્યા કે "હું નાશિક આવીશ." "ઠીક ત્યારે તમે રવિવારને દિવસે મને બોરીબંદર...ટાઇમે મળજો. હું તે વખતે તમને ત્યાં મળીશ. આપણે સાથે જ નાશિક જઇશું."

મુકરર કરેલા સમયે જયકૃષ્ણભાઇ બોરીબંદર પહોંચ્યા, ટિકીટ ખરીદી લીધી અને ભગવાનલાલભાઇની રાહ જોવા લાગ્યા. "થોડી વારે ભગવાનલાલભાઇ અને ઉમિયાશંકર આવ્યા. ભગવાનલાલભાઇએ મારી ટિકીટ મંગાવી લીધી. પણ મેં તો આગળથી જ ટિકીટ લઇ રાખી હતી. પછી એ ટિકીટનું તેમણે શું કર્યું તે હું જાણતો નથી. ભગવાનલાલભાઇએ સેકંડ ક્લાસની અને મેં અને ઉમિયાશંકરે (ઉમિયાશંકર ભગવાનલાલભાઇનો સાળો થતો હતો) થર્ડ ક્લાસની ટિકીટ લીધી હતી."

## નાશિકથી જ વનસ્પતિ-પરિચયના શ્રીગણેશાયનમઃ

ભગવાનલાલભાઇ નાશિકમાં ફ્લેક્સિમાઇલ લેવાનું કામ કરતા હતા. "ભગવાનલાલભાઇનું દેશી પરદેશી વૈદક અને વનસ્પતિજ્ઞાન ઘણા ઉંચા પ્રકારનું હતું; અને પોતે આખા હિંદુસ્થાનમાં મુસાફરી કરી દેશી ઔષધીય વનસ્પતિના નામોની શોધખોળ કરી હતી. જે જે મુખ્ય ગામોમાં તેઓ જતા ત્યાંના ગાંધીઓ અને વૈદ્યોને પૂછી ત્યાંના ઓસડિયાં અને વનસ્પતિ જોઇ તેનાં નામો નોંધી લેતા, અરહુસીને નેપાલ, ગયા, કાશી, કલકત્તા, ભાવનગર, પોરબંદર, મુંબઇ અને ચીપલોનમાં કયા નામથી ઓળખે છે તે જણાઇ આવે; અને સુશ્રુત ચરકાદિ ગ્રંથોમાં ઔષધીઓના જે નામો લખેલ છે તે નામો કોઇ જગ્યાએ આજ પ્રચલિત છે કે કેમ, અને જો તેમ ન હોય તો વનસ્પતિના નામોમાં કાલવિશેષે ભાષાના ફેરફારથી શું તફાવત થયેલ છે, તેની તેઓ નોંધ કરતા એક ગામમાંથી એક નામથી લીધેલા ઓસડિયાના નમૂના બીજા ગામના ગાંધીને બતાવી તેના શું નામ કહે છે તે મેળવતા અને તેમાં ફેરફાર આવે તો તેની પણ નોંધ લેતા અને એવી રીતે ઔષધી સંબંધી શોધ કરતા " ૧ આ ઉપરાંત 'વનસ્પતિ રાજ્યનું આધુનિક વિજ્ઞાનનું શાસ્ત્રીય વર્ગીકરણ' વગેરે

"૧" સ્વ પંડિત ભગવાનલાલ ઇંદ્રજીનું સંક્ષિપ્ત જીવનચરિત્ર" વનસ્પતિશાસ્ત્રમાં છે તે જુઓ.

નની વાતો પણ પોતે સમજી લીધી હતી, એટલે એમનો આ વનસ્પતિપ્રેમ ન જયકૃષ્ણભાઈમાં ઉતર્યો (પ્રસ્થાન પુ ૨ અંક ૬)

નાશિકમાં જ્યારે પં. ભગવાનલાલભાઈ ફૅક્સિમાઇલ લેવાનું કામ કરતા હતા ત્યારે જયકૃષ્ણભાઈ આજુબાજુની વનસ્પતિ નિરખવાનું કામ કરી રહ્યા હતા જે વનસ્પતિ તેમનાથી ન ઓળખાય તે ભગવાનલાલભાઈ પાસે લાવતા અને તેનું નામ પૂછતા ભગવાનલાલભાઈ તેમને તેના ગુજરાતી મરાઠી અને સંસ્કૃત નામો કહેતા હતા

"એક દિવસ ગવર્નરના પ્રાઇવેટ સેક્રેટરી અને તેમના મડમ, બન્ને ગુફાઓ જોવા આવેલા આ વખતે હું ભગવાનલાલભાઈની પ્રેરણાથી થોડા ઘણા ફૂલઝાડ ઓળખતો થઈ ગયો હતો ગનતુલસીનું અંગ્રેજી નામ 'સ્વીટ બેઝીલ' એ મને આવડતું હતુ. સાહેબ અને તેમના પત્ની જ્યારે ગુફામાંથી બહાર નીકળતા હતા ત્યારે હું ગનતુલસીના પાન તોડીને સુંઘતો હતો સાહેબે મને એનું નામ પૂછયુ મે તુરત જ જવાબ દઈ દીધો, "It is sweet basil, sir!" સાહેબ આ 'સ્વીટ બેઝીલ' છે. "સાહેબ આ ઉપરથી તેમની પત્નીને કહેવા લાગ્યા, "Oh! Here is a good antiquarian and here is also a good botanist Good combination! ઓહ! અહીંઆ પુરાતત્વ ગવેષક અને વનસ્પતિશાસ્ત્રી–બન્નેનો સંયોગ થયેલો છે!" મે આ સાંભળ્યુ એટલે કહ્યું, "I am not a botanist I am learning Botany. સાહેબ હું વનસ્પતિશાસ્ત્રી નથી. હું વનસ્પતિશાસ્ત્ર શીખુ છુ." સાહેબ હસતા હસતા મને કહેવા લાગ્યા, "Oh! When you come to Bombay, come to me. વારુ તમો જ્યારે મુંબઈ આવો ત્યારે મને મળજો" એટલે તુરત જ મે ગજવામાથી નોટ અને પેન્સિલ કાઢી તેમનું શિરનામુ લઇ લેવા "Please! your address" એમ કહ્યુ તુરત જ ભગવાનલાલભાઈએ મને કહ્યુ, 'હું તેમનુ શિરનામું જાણું છું. તમને હું આપીશ.'

ઉપરોક્ત સાહેબ સાથેના પ્રસંગ પછીથી જયકૃષ્ણભાઇ એવડા ઉત્સાહથી ઝાડપાન જોતા, ઓળખતા શીખવા લાગ્યા ભગવાનલાલભાઇની સૂચનાથી તે નમૂનાઓને સૂકવતા અને દબાવતા પણ શીખી ગયા નમૂનાઓ ખૂબ જ ભેગા કરવા માંડયા જે ઝાડ છોડ હાથમા આવે તેનુ નામ ભગવાનલાલભાઇને પૂછવા લાગ્યા ભગવાનલાલભાઇ જે જાણતા હોય તે કહેતા અને બાકીના ન ઓળખાય એવા નમૂનાઓ સાચવી રાખવા કહેતા આવી રીતે ટૂંક સમયમા ઘણા ઝાડપાન તે ઓળખતા થઇ ગયા ઉત્સાહ આગળ શુ અસાધ્ય છે ?

## પાછા મુંબઇમાં.

-ભગવાનલાલભાઇ વગેરે પાછા મુંબઇ આવ્યા મુંબઇ આવતા વેત જ ભગવાનલાલભાઇએ કહેલુ બોટેનીનુ પુસ્તક બુકસેલરને ત્યાથી લઇ આવ્યા એક તરફ ચોથા ધોરણ સુધીનુ સાધારણ અંગ્રેજી જ્ઞાન અને બીજી તરફ પારિભાષિક શબ્દોથી ભરપૂર, તદ્દન નવીન જ વનસ્પતિશાસ્ત્રનુ શાસ્ત્રીય પુસ્તક પુસ્તક વાચવા તો માંડયુ પણ ત્યા તો ડગલે ને પગલે મુશ્કેલીઓ નડવા લાગી Calyx Corolla (કૅલીક્ષ કૅરોલા) વગેરેના અર્થો ન આવડે ભગવાનલાલભાઇએ એ બધાની સમજૂતી આપી, એટલે કઇક અશે કામ સરળ થયુ અને વાચન આગળ ચાલ્યુ બહુ મુશ્કેલી ન પડી અને પુસ્તક ટૂંક સમયમા પૂરુ થયુ આ સાથે મુંબઇની આજુબાજુમા ઉગતા ઝાડપાન પણ જોતા લાગી ગયેલા પુસ્તકથી ઘણા ઝાડપાનના નામો મેળવેલા કાઇ નવુ ઝાડ કે છોડ જોવામા આવતા તે ઉત્કંઠા બની જતા ગત સ્વપ્નામા પણ ઝાડપાન સાથે વાતો થવા માંડી આ ઉત્કંઠાને યોગ્ય દિશામા વાળનાર ગુરુની હવે જરૂર હતી એ દિવસે સવારમા વહેલા ઉઠીને જયકૃષ્ણભાઇ ભગવાનલાલભાઇને કહેવા લાગ્યા પેલુ પુસ્તક તો પૂરુ કરી નાખ્યુ છે બીજા પુસ્તકો કયા મળશે?" ભગવાનલાલભાઇ જેવા ચતુર વિદ્વાન આ નવયુવાનની પ્રબળ ઉત્કંઠા જાણી ગયા અને હસતા હસતા કહેવા લાગ્યા તમારે આ વિષય જાણવો જ હોય તો તો તમારા આ વિષયના નિષ્ણાત વિદ્વાન પાસે જ જવુ જોઇએ તમે ડૉ સખારામ અર્જુન પાસે જજો તે બહુ હોશિયાર છે એક એક ઝાડપાન જાણે છે તમને તે શીખવશે

પણ આ ઉત્તરથી તો ઉલટી એવડી મુઝવણ થવા લાગી ક્યા સખારામ અર્જુન અને કયા પોતે ? એવા મોટા માણસને શી રીતે મળાય ? એ તો ગ્રાન્ટ મેડિકલ કૉલેજમા બૉટેનીના ચેર ઉપર હતા તે મારા જેવા વિદ્યાર્થીને શીખવે ખરા ?'' એ ચિંતા ઘર કરી બેઠી

# પ્રકરણ ૬ ઠ્ઠું.



## ડૉ. સખારામ અર્જુન સાથે પરિચય.

આ પરિચય કેવી રીતે થયો તેનું વર્ણન જયકૃષ્ણભાઇએ પોતે એમની એક નાની નોટબુકમાં ( જે નોટમાં ૧૮૭ નમૂનાઓ, જે તેમણે પોતે જાતે જોઇ તપાસીને વર્ણન સાથે નોંધેલા છે, તેમાં ) લખી રાખેલું છે. આ રહ્યું તે વર્ણનઃ—

"Sterculia Colorata–સ્ટરક્યુલીયા કોલોરેટા (લેટીન), કોહારો ( ગુજરાતી ), કૌશ ( મરાઠી ), ( Gr. C. 17 ):–આ વૃક્ષ ગઇ સાલ જ્યારે ભગવાનલાલભાઇ સાથે કન્હેરી કેવ્ઝ જોવા ગયો હતો ત્યારે જોયું હતું. એ વખતે એમાં પાનરાં ન હોતાં, પણ ડાળીઓને છેડે ફળનાં ઝૂમખાં આવી રહેલાં હતાં. તે ( ઝુમખાં ) જાણે એક નાના પત્રની બહારની કોર ઉપર બન્ને બાજુએ એકેકું ફળ વળગેલું હોય એવાં દેખાતાં હતાં, જે ઉપરથી હું ઘણો તાજુબ થયો. પણ વિચાર્યું કે કંઇ રોગ હશે. આ વખતે હું એ ઠેકાણાના ક્ષેપની ફેક્સિમિલાઇલ્સ લેતો હતો. તેથી તે વેળા તો મનમાં કંઇ વધારે વિચાર કર્યો નહિ, પણ ફેક્સિમિલાઇલ્સ પૂરી કર્યા પછી વળી એ તરફ મન ખેંચાયું. ઉપર કહેલાં ફળ વળગેલાં પાનરાં જમીન પર ઘણાં પડેલાં હતાં. અને તે બધાં બેગાં કર્યાં પણ બધાંય સરખા દેખાણા.

"દરેકનો આકાર આધારણ ગીને આવો મરખો હતો. હવે મેં ખીમામાંથી ચપ્પુ



કાઢીને આ ફ્રુટ–ફૉલ જેવાં જે એ બીંગડાં દેખાય છે તે હું ચીરવા બેઠો. આસ્તે રહીને એના ઉપરનું કચ્ચલીવાળું પડ કાઢી નાખ્યું તો માંહેથી દિવ્ય બી નીકળ્યું; અને એ બીનાં બન્ને પડ જુદાં થતાં અંદરથી પત્રાંકુર અને મૂળ

નીકળ્યાં. હવે આ તો બી ઠર્યાં; ગૅાલ-બૅાલ તો કયાંયે ભાગી ગયું ! વધારે અજાયબી એ પેદા થઇ કે પાત્રાં ઉપર બી કેમ ચોટે ? માટે આ જે દેખાય છે તે પાત્રું તો નહિ, પણ ફુલ કે ફળનો કોઇ ભાગ છે. આ વૃક્ષનાં પત્તાં કેવાં હશે, ક્યાં હશે તે ગોતવું મુશ્કેલ થઇ પડ્યું; કેમ કે એની આસપાસ બીજાં ઘણાંએ વૃક્ષો અને ઝાડો ઉગેલાં હતાં અને તેઓનાં પણ પાત્રાં આ વખતે ખરી પડેલાં હતાં. તો પણ ખાસ આ વૃક્ષની નીચેથી થોડાંક પાત્રાં એકઠાં કર્યાં જે સાલઘૉલ ( કદાયો ) જેવાં પાંચખૂણિયા જોવામાં આવ્યાં. વળી આ ઉપરથી વૃક્ષની થડની છાલ નિરખી નિરખીને જોઇ; કારણ કે રખેને આ સાલઘૉલ તો ન હોય ? પણ તેમ તો ઠયું નહિ, કારણ કે સાલઘૉલની થડની છાલ તો સફેદ લીસી થાય છે અને આને તો ભૂરી અને ખડબચડી ફાટો પડેલી છે, માટે આ સાલઘૉલ તો નહિ જ. ત્યારે હવે શું કરવું ? આ વૃક્ષ કયું ? અને આ બી આવી રીતે કેમ ચોટયાં ? આ બે સવાલો મનમાં ગૂંચવાતા રહ્યા. પેલાં બી લાગેલાં પાત્રાંઓ થોડાંક હું મારી સાથે લઇ આવ્યો. મેં ધાર્યું કે કોઇ સારા વનસ્પતિશાસ્ત્રવેત્તાને દેખાડવાથી ખબર પડશે. મુંબઇ આવીને તો કન્હેરીના લેખોની ફ્લૅક્સિમાઇલ્સો રંગવાના કામમાં અને બીજાં કેટલાંક ઓસડિયાં વગેરે તૈયાર કરવાના કામમાં ગેકાવાથી ' બૉટેની ' સંબંધી બધું એમ જ રહ્યું

" ભગવાનલાલભાઇએ મને કહ્યું હતું કે મુબઇમા તો ડૉ. સખારામ અર્જુન વનસ્પતિવિદ્યાના એક્કા છે અને એમને એ બાબતનો ઘણો શૉખ છે. પછી એક દહાડે ( ઇશ્વર મને એ દહાડો કોઇ વાર દેખાડે નહિ તો સારું ) ભગવાનલાલભાઇને એકાએક કૉલીક પેઇન-શૂલવાયુ થઇ આવ્યો હતો, પણ ભાઇને લીવરના દરદનો વહેમ બેસી ગયો તેથી ડૉક્ટર ગોપાલ શિવરામને હું તેડવા ગયો. રસ્તામા આવતા વાલકેશ્વર પરના કેટલાક વૃક્ષો અને ઝાડો મેં તેઓને દેખાડયા તે ઉપરથી મને પૂછવા લાગ્યા કે ' તેં વનસ્પતિવિદ્યાનો ઘણા વર્ષથી અભ્યામ કર્યો છે ? ' મેં કહ્યું કે ' ના સાહેબ, મને થોડું જ થયું આ બાબતનો શૉખ લાગ્યો છે. ' ત્યારે તેઓ બોલ્યા કે ' તું ડૉ. સખારામ અર્જુનને મળ. એઓ આ વાનમા ઘણા કુશળ છે. '

" હવે મારી પામે બે આવા વિદ્વાનોની ભલામણ આવી. પણ મનમા વિચાર થયો કે હવે ડૉક્ટર સખારામ અર્જુનને કેવી રીતે મળવું ? શું કોઇની

ભલામણ લેવી ? કે એકાદો કાગળ લખી મોકલવો ? કે પોતે ત્યાં જવું અને એક અરજી લખી હાથમાં લઇ જવી તે જઇને આપવી ? કરવું શું ?

" મારા એક મિત્ર પાસે આ વાત કરતાં જણાવ્યું કે 'શેઠ રણછોડલાલની સાથે મારે મહેરબાની ઓળખાણ છે. અને શેઠ ડૉ. સખારામ અર્જુનના દોસ્ત છે, માટે શેઠને મળીને હું ભલામણ કરાવું.' આ વાત જરા ઠીક તો લાગી, પણ બરાબર ગળે ઉતરી નહિ એટલામાં મારે ભગવાનલાલભાઇ ભેળું કચ્છ માંડવી જવું પડ્યું. ત્યાંથી આવીને પાછું સુરત, વડોદરા, ડાકોર વગેરેની મુસાફરીએ ગયો. આ મુસાફરી કરી આવ્યા પછી તો એકદમ મન ઉશ્કેરાયું અને નિશ્ચય કર્યો કે ગમે તેમ થાય તો પણ ડૉક્ટર સાહેબને મળવું. જોસમાને જોસમાં એક અરજી લખી નાખી તેના મોટા બે પાનાં ભરાણાં. વિચાર કર્યો કે ખુદ જવું અને આ અરજી આપવી. પણ મારા વેવરીંગ માઇન્ડ–અસ્થિર ચિત્તને એક વિચાર રહે ક્યાંથી ? અરજીનો વિચાર ઠીક ન લાગ્યો.

'મેં જે વનસ્પતિના નમૂના સઘળી ભેગા કરી રાખેલ હતા ને જેના ઉપર અંગ્રેજી, ગુજરાતી ને મરાઠી નામો લખી રાખ્યા હતા તે નમૂના તેઓ સાહેબ પાસે લઇ ગયો ને સલામ કરી ઉભો રહ્યો તે વખતે મારી પાસે ઘડિયાળ તો ક્યાંથી જ હોય ? તો પણ હું કહી શકું છું કે મારે ૭ કલાક એમ જ સ્તબ્ધ ઊભા રહેવું પડ્યું હશે પછી ડૉ. સખારામે મને પૂછ્યું કે તમો કોણ છો અને આ તમારી પાસે શું છે ?' જે ઉપરથી મેં અરજ કરી કે મને ઝાડપાનનો શોખ છે મેં કેટલાક નમૂના ભેગા કર્યા છે તે આપ સાહેબને દેખાડવા આવ્યો છું. આ સાંભળી ડૉક્ટર સાહેબ ખુશ થયા અને મને તુર્ત જ ખુરસી ઉપર બેસવા હુકમ આપ્યો. પોતે ચશ્મા ચડાવીને આઇગ્લાસ હાથમાં લીધો ને મારી પાસેના તમામ નમૂનાઓ જોયા તેમાં કેટલાકના હું અંગ્રેજી નામો જાણતો નહોતો તે તેઓએ કહ્યા અને કેટલાક નમૂનાઓ જે મારી પાસે હતા ને તેઓ સાહેબ પાસે નહિ હતા તેવા નમૂના તેઓએ મારી પાસેથી નામ કહેવા લઇ લીધા અને મેં ને વર્ણાન ખુશી સાથે જરા મનમાં મગરૂર થઇને આપ્યા ત્યાર બાદ તેઓ ઝાડની રૂખમ કાપવાની અંગ્રેજી કમાનવાળી કાતર હાથમાં લઇ પોતાનો બગીચો દેખાડવા મને તેડી ગયા અને તેમાંથી કેટલાક ઝાડના નમૂનાઓ મને આપ્યા, અને મને હિંમત આપી કે જ્યારે જ્યારે તમને ફુરસદ હોય ત્યારે રોજ ને રોજ નવા નવા નમૂનાઓ

લઇ આવશો તો સારું. અમને હાલ તમારા જેવા માણસની જ જરૂર છે. આ સાંભળી મારી ખુશાલીનો તો પાર જ રહ્યો નહિ."

આવા મોટા માણસ આટલી સરળતાથી વાતો કરે એ તેમને મન અવર્ણનીય આનંદનો વિષય હતો. સખારામભાઇએ જયકૃષ્ણભાઇના બધા નમૂનાઓ પોતાની પાસે રાખી લીધા અને બદલામાં પોતાની પાસેના ફક્ત ૭ નમૂનાઓ તેમને આપ્યા. આ ૭ નમૂનાઓમાં એક નમૂનો આયાપાન Eupatorium ayapana નો હતો. જ્યારે આયાપાનનો નમૂનો આ લેખકને તેઓશ્રીએ બતાવ્યો હતો ત્યારે આ વાત તેઓશ્રીએ મને કરી હતી. આ પછી તો જયકૃષ્ણભાઇ વારંવાર તેમની પાસે નવા નવા નમૂનાઓ લઇને જવા લાગ્યા. જયકૃષ્ણભાઇની જિજ્ઞાસાવૃત્તિ જાણીને તે વિદ્વાન ડૉક્ટરે પણ તેમને કસવા માંડ્યા. નવા નમૂનાઓ લઇને તે સખારામભાઇ પાસે જાય એટલે ડૉક્ટર તેનાં નામ એકદમ ન કહેતા જયકૃષ્ણભાઇને કહે, "મેડા ઉપર જાઓ અને મેજ ઉપર પડેલાં મારાં પુસ્તકો લઇ આવો. તેમાં આ નામ જુઓ, એનું વર્ણન વાંચો અને પછી તેની સાથે તમારો નમૂનો મેળવો. વર્ણન મળતું આવે છે કે નહિ ?" જયકૃષ્ણભાઇને પુસ્તકોમાંથી પોતાની જાતે નામો શોધી કાઢવાની જિજ્ઞાસા પ્રગટી અને થોડા જ વખતમાં સદ્ગુરુના પ્રતાપે તે પૂર્ણ પણ થઇ એમ કહું તો ચાલે. ખૂણે ખાંચરે પડેલા કે ઉગેલા નાના નાના છોડ પણ ઓળખવા હવે તે તલપતા અને સખારામભાઇને પૂછતા. સખારામભાઇ પણ જાણી ગયા કે આ શિષ્યને પહોંચી વળવું સહેલું નથી. તેમણે પોતે પણ કદિ ન જોયેલા એવા નમૂનાઓ જયકૃષ્ણભાઇએ લાવવા માંડ્યા. પુસ્તકો ફેંદી ફેંદીને ડૉક્ટર સખારામ તેમનાં નામ શોધી કાઢતા. જયકૃષ્ણભાઇને આથી ખૂબ જ આનંદ પડતો.

## ઘાટીની સાથે.

શિષ્યને રસ્તો બતાવવો એટલું જ કામ ગુરુનું હોય છે; પછી તે રસ્તે જવાનું તો શિષ્યને પોતાને જ હોય છે. સખારામભાઇએ તેમને વનસ્પતિ સામ્રાજ્યદુર્ગના દ્વાર શી રીતે ખોલવા તે માટે ચાવી આપી દીધી. હવે તે વિષમ પંથે પ્રયાણ કરવાનું કામ તેમનું પોતાનું હતું. ભગવાન સખારામ પણ જયકૃષ્ણભાઇનું જ્ઞાન આવી રીતે વધતું જતું જોઇને મનમાં મલકાતા હતા. તે પોતે શોધખોળ નિમિત્તે બહાર ફરતા હોય ત્યારે જયકૃષ્ણભાઇ પણ

# પ્રકરણ ૭ મું.



## ૫. ભગવાનલાલ ઇન્દ્રજીનો સંસર્ગ.

પં. ભગવાનલાલ ઇન્દ્રજી સાથે જયકૃષ્ણભાઈ લગભગ ૯–૧૦ વર્ષ સુધી રહ્યા. ભગવાનલાલભાઈ જાતે પ્રશ્નોરા નાગર બ્રાહ્મણ હતા અને પ્રશ્નોરાને સુલભ એવું વૈદક પણ તેમને ગળથૂથીમાંથી જ મળ્યું હતું. પં. ભગવાનલાલના એક ભાઇ સ્વ. રૂગનાથજી ઉર્ફે કતોભટ્ટ વનસ્પતિમાં ભારે રસ લેતા. આ કતોભટ્ટ અને સ્વર્ગસ્થ મહાત્મા ઝંડુભટ્ટજી એ બન્ને સાથે જયકૃષ્ણભાઇને વત્તો ઓછો પરિચય થયેલો. કતોભટ્ટે બનાવેલા 'નિઘંટસંગ્રહ' માં લેટિન નામો આપનાર જયકૃષ્ણભાઇ જ હતા. કતોભટ્ટને ઘણી નવી વનસ્પતિઓ જયકૃષ્ણભાઇએ મુંબઇમાં બતાવી હતી. સ્વ. મહાત્મા ઝંડુભટ્ટજી એક વખત ભગવાનલાલભાઇ પાસે સુરતથી વઘાગનો નમૂનો લાવ્યા હતા જે જયકૃષ્ણભાઇએ તપાસીને તે કયો છોડ હતો તે કહ્યું હતું. ભગવાનલાલભાઇ અનેક વિદ્યાઓમાં રસ લઇ શકતા.

પં. ભગવાનલાલ ઘણી દવાઓ બનાવતા અને દરદીઓને મફત આપતા. ઘણાય ભાગીઆ ગૃહસ્થો તેમની દવા ખાતા. દરેક દવાઓનાં લેટિન નામો રાખવામાં આવેલાં; દા. ત. કાણમ્, બાનમ્, આબ્ધમ્ ઇત્યાદિ. ભગવાનલાલભાઇને હોમિયોપથીનો પણ અભ્યાસ હતો. ડૉ. ભાઉ દાજી અને ડૉ. નારણ દાજીના સંબંધથી કેટલીક ઉપયોગી વિલાયતી દવાઓ પણ તેઓ વાપરતા. જયકૃષ્ણભાઇ આ વાતાવરણમાં રહેલા એટલે ગુરુનો આ વારસો તેમને મળેલો. જયકૃષ્ણભાઇ આને લીધે ઘણી ખરી દવાઓ બનાવતા અને આપતા શીખી ગયા હતા. જે "સદાવ્રતી ગોળીઓ" ખાવાથી પોતાનો રોગ સારો થઇ ગયો હતો તે ગોળીઓ જ્યારે ભગવાનલાલભાઇના કહેવાથી તેમણે સ્વહસ્તે પહેલી જ વાર બનાવેલી ત્યારે તેમના હરખનો પાર રહ્યો ન હતો. આ દવાઓનું

જ્ઞાન તેમને આગળ ઉપર ઘણા કામમાં આવ્યું હતું. પોરબંદરમાં તેમની પાસે ઘણા દરદીઓ આવતા તેને દરેકને કંઇ ને કંઇ વનસ્પતિ કે બજારુ દવા બતાવતા. એક વખત એક ગુજરાતી શાળાના હેડમાસ્તર દમની આજારીથી રીબાતા હતા અને નોકરી છોડી દેવાની અણી ઉપર હતા. જયકૃષ્ણભાઇએ તેમનો દમ મટાડયો હતો. વીંછીના દંશ ઉપર તેમ જ બીજા અનેક રોગો ઉપર જયકૃષ્ણભાઇ ઉપચારો બતાવતા. પં. ભગવાનલાલભાઇનો એ પ્રતાપ !

સને ૧૮૭૭ માં પં. જ્યેષ્ઠારામ મુકુન્દજી મારફતે જયકૃષ્ણભાઇનો ભગવાનલાલભાઇ સાથે પરિચય થયો હતો. સને ૧૮૮૬ સુધી જયકૃષ્ણભાઇ પં. ભગવાનલાલભાઇ પાસે રહ્યા હતા. 'તેમની સાથે હિંદુસ્થાનના ઘણા ભાગોમા ફરી ઘણી જગ્યાએથી જુદી જુદી વનસ્પતિના નમૂનાઓ એકઠા કરવાની અને તેમાં દેશી નામો અને ગુણદોષ જાણવાની તક તેમને મળી હતી.'

ભગવાનલાલભાઇને ચરકસુશ્રુતનો ઘણો શોખ હતો. દરેક વાતમાં ઝીણવટથી જોવાની તેમની ટેવ મુજબ તે ખૂબ જ ઊંડા ઉતરી જોતા હતા. જયકૃષ્ણભાઇ પોતે જ લખે છે કે "સુશ્રુત અને ચરકમાથી ઘણી વૈદ્યકીય નોંધ ગુજરાતીમા તેઓ પોતાના અનુભવના અભિપ્રાય સહિત રાત્રિની વખતે કલાકેક લખનાર પાસે લખાવતા. એ નોંધ એક પુસ્તકના આકારમા છપાવવાનો તેમનો વિચાર હતો..."

ચરકસુશ્રુતમા વપરાયલી તમામ વનસ્પતિઓનો નિર્ણય કરી નાખવો જોઇએ એમ ભગવાનલાલભાઇ ઘણી વખત કહેતા હતા અને જયકૃષ્ણભાઇએ એ કામ બીજા કોઇ પણ વૈદ્ય કરતા ચઢે એવી સરસ રીતે બજાવ્યું છે. ઘણીયે સંદિગ્ધ વનસ્પતિનો નિર્ણય તેમણે કરેલો છે. તેમનું "વનસ્પતિશાસ્ત્ર' તેમ જ "વૈદ્યકલ્પતરુ" અને "આયુર્વેદ વિજ્ઞાન" માસિકોમા આ વિષય ઉપરના તેમના લેખો આ વાતની સાક્ષી પૂરે છે.

ટૂંકમા કહીએ તો સ્વ. ભગવાનલાલભાઇના સંસર્ગમા રહેવાથી જયકૃષ્ણભાઇને નીચેના લાભો થયા :—

૧ પં. ભગવાનલાલભાઇ સાથે ફરવાથી જયકૃષ્ણભાઇને ફેલોક્સિમાઇલ

લેતા જૂની શોધખોળ કેમ ચલાવવી, અક્ષરો કેમ વાચવા વગેરે પુરાતત્વ વિષયક જ્ઞાન મેળવ્યું.

૨ સૂક્ષ્મ, સાગ્રાહી દૃષ્ટિ મળી આ દૃષ્ટિએ તેમના સમગ્ર જીવનને સુંદર ઓપ આપ્યો

૩ દેશી વૈદકનું જ્ઞાન પ્રાપ્ત થયું.

૪ પં. ભગવાનલાલભાઇને ડૉ. કેમ્પબેલ, બુલ્હર, પીટર્સન, બર્જેસ વગેરે એ વખતના પ્રાચ્યવિદ્યાઓના તથા પુરાતત્વના વિદ્વાનો સાથે ઘણો સારો સંબંધ હતો. આમાના કેટલાક સાથે જયકૃષ્ણભાઇને પણ ઓળખાણ થયેલી આ વિદ્વાનોની ઓળખાણને લીધે પણ જયકૃષ્ણભાઇને ઘણો લાભ થયો

૫ પં ભગવાનલાલભાઇની પ્રેરણાથી જ તે વનસ્પતિશાસ્ત્ર ભણવા લલચાયા બરડા ઓસડિયાની શોધખોળ કરવા તરફ વલણ પણ ભગવાનલાલ ભાઇ તરફથી જ મળ્યું "લખનારને વનસ્પતિ શાસ્ત્રીય રીતે ( Botanically ) શીખવા માટે પ્રથમ ગમો બતાવનાર એઓ જ હતા " વનસ્પતિશાસ્ત્ર.

૬ ભગવાનલાલભાઇ તેમને વારંવાર કહેતા હતા કે " તમે વનસ્પતિશાસ્ત્ર સાથે ભેગુ ભેગું આ બધુ ( antiquity ) પણ શીખતા જાઓ મારા પછી આ વિષે તમને બધા પૂછશે " જયકૃષ્ણભાઇ જવાબ આપતા, " પણ આને માટે તો સંસ્કૃતનું જ્ઞાન જોઇએને ? મને સંસ્કૃત તો જરાકેય આવડતું નથી. " " સંસ્કૃત હું તમને ભણાવીશ ", ભગવાનલાલભાઇએ કહ્યું, અને ત્યારથી ભગવાનલાલભાઇ જયકૃષ્ણભાઇને **કુમારસમ્ભવમ્** ભણાવતા. ઘણી વખત તે **अस्त्युत्तरस्यां दिशि देवतात्मा** એ શ્લોક બોલતા. આ પછી રઘુવંશ વગેરે સાથે પણ પરિચય કર્યો હતો

૭ મુસાફરીનો લાભ મળ્યો શરીર સારૂ થયુ.

૮ મહા પુરુષોની પ્રેમાળ દૃષ્ટિથી પ્રતિષ્ઠા-પોષણ થયું.

## ઝાડપાન ચૂંથવામાં ભાઇ ! શું વળશે ?

એક વખત એવો હતો કે જ્યારે દિલીપ અને સુદક્ષિણા જેવા રાજારાણી પણ વૃદ્ધ ગોવાળીઆઓને રસ્તામા આવતા ઝાડપાનના નામ પૂછતા હતા. એ

જમાનો ગયો ઝાડને પ્રણામ કરનારાઓનો અને ઝાડ છોડની ખબર પૂછનારાઓનો જમાનો ગયો. આ વેપાર રોજગારના જમાનામાં ( Industrial age ) ઝાડપાન ચૂંથવાનો ધંધો કોણ કરે ? અને ઘટઘટમાં અજ્ઞાન ભરેલા આ હિન્દના વાતાવરણમાં કોઈ જો ઝાડપાન ચૂંથતો જોવામાં આવે તો ' નવરો, નમાલો ' વગેરે ઇલ્કાબોથી નવાજાય તો નવાઈ પણ નહિ

એક વખતે જયકૃષ્ણભાઈ ઝાડપાનના નમૂનાઓ લાવી ભગવાનલાલભાઈને બતાવતા હતા. તે વખતે મુંબઈના શેઠ રતનશી મૂળજી જે. પી. આદિ ગોઠીઆઓ જે ત્યાં આગળ બેઠેલા હતા તેઓ વિનોદમાં કહેવા લાગ્યા કે “ ભા, ઝાડપાન ચુંથેમેં કુરો વર્યો ? ખીસેમેં હથ વીઝોતા, ત પટમેં વીઝપયતા ” એટલે ઝાડપાન ચૂંથવામાં શું વળશે ? ખીસામાં હાથ નાખો તો ભોં પર પડે છે—મતલબ ખીસા તો ખાલી છે. આ સાંભળી ભગવાનલાલભાઈ જયકૃષ્ણભાઈ સામું જોઈ હસીને બોલ્યા કે “ જે અભ્યાસ કરવો તેની પાછળ મંડ્યા જ રહેવું, પૈસાની દરકાર રાખવી નહિ પૈસા તો નહિ મળે, પણ ભાઈ ભાઈ તો કહેવાશો. ” અને જયકૃષ્ણભાઈ પોતે જ કબૂલ કરે છે કે “ આ તેઓના વચન લખનાર વિષે તો ખરા જ પડ્યા છે ” ખરેખર જયકૃષ્ણભાઈની કીર્તિ તો ઘણી જ વધી છે એમાં તો શક છે જ નહિ. મહારાજાઓથી માંડીને માલવીયજી સુધીમાં તેમની ખેંચતાણ થઇ રહી હતી.



ઓળખ ન હતી, એટલે ઘણી ખરી વખત તે લેટિન નામો વગેરે જયકૃષ્ણભાઇને પૂછતા.[૧] આ જ મૅકડોનલ્ડ સાહેબે રાજકોટ રાજકુમાર કૉલેજના પ્રિન્સિપાલ ચેસ્ટર મૅકનોટન સાથે જયકૃષ્ણભાઇની ઓળખાણ કરાવેલી. **મૅકનોટન** સાથેનો તેમનો સંબંધ એક પ્રિયમિત્ર[૨] જેવો હતો. મૅકનોટન સાથેના પરિચયનું બ્યાન આગળ આપવામાં આવશે.

મુંબઇ હાઇકોર્ટના જજ મી. **એચ. એમ.** બર્ડવુડ સાથે ઘણો સારો ગાઢ પરિચય હતો. આ જ બર્ડવુડ સાહેબે તેમને પોરબંદર સ્ટેટની નોકરી અપાવી. બર્ડવુડ સાહેબે એક વખત, પરીક્ષા માટે હો કે આખો નમૂનો મોકલવાની આળસે હો, એક નાના છોડનું એક પાન જ ફક્ત જયકૃષ્ણભાઇ ઉપર identify કરવા–ઓળખવા માટે મોકલી આપ્યું હતું. જયકૃષ્ણભાઇએ તે પાન જોતાં વેંત જ ઓળખી કાઢેલું અને લેટિન નામ "Flemingea Strobilifera" લખી મોકલેલું. ફૂલ ફળ સોતો નમૂનો પણ ઓળખી કાઢતાં ભલભલા નિષ્ણાત વનસ્પતિશાસ્ત્રવેત્તાઓનો દમ નીકળે છે, ત્યાં ફક્ત એક જ

---

૧ મી. મેકડોનલ્ડ જો કે ગ્રાન્ડ મેડિકલ કૉલેજના વનસ્પતિશાસ્ત્રના ગુરુ હતા, પણ તેમનું આ દેશના છોડ ઝાડનું જ્ઞાન ઘણું અપૂર્ણ હતું. આ દેશનો એક પણ છોડ તે ઓળખતા ન હતા. એટલે જયકૃષ્ણભાઇની મદદ સિવાય તેમને ઘડીભર ચાલતું નહિ. મેડિકલ કૉલેજના કંપાઉન્ડમા ઉગેલા છોડ ઝાડ ઉપર તેના નામોનાં લેબલો લગાવવાનાં હોય કે ક્યાંઇથી એકાદ નમૂનો આવ્યો હોય, કે તુર્ત જ તે જયકૃષ્ણભાઇ ઉપર પત્ર લખતા આવા અનેક પત્રો મારી પાસે હજી મેં સંઘરી રાખેલા છે બાપાલાલ

૨ મર્હુમ ચેસ્ટર મૅકનોટન કૃત common Thoughts on serious Subjects નામના પુસ્તકની ગૉર્ડ મ્હોટ્રોએ લખેલી પ્રસ્તાવનામાં નીચેનું રસિક વર્ણન છે:—

" A Brahmin friend, Jayakrishna Indraji, himself an ardent Botanist, writes.—' to me he was a father, and more than a father And I don't know to whom I shall now look for advice and guidance, and who will ask me about Botany, which he was so fond of ? ' Introduction XXV

'પિતા તુલ્ય બલ્કે પિતા કરતા યે વધારે' એવા મૅકનોટન સાહેબના મરણ પછી તેમના બધાય વનસ્પતિના નમુનાઓ તેમના મઢમ જયકૃષ્ણભાઇને આપી આવેલા. જ્યારે જ્યારે તે નમૂનાઓ તે જોતા ત્યારે ત્યારે તેમની આંખમાં ઝળઝળિયાં ભરાઇ આવતા. એ પ્રેમ અંતરનો હતો તે આના ઉપર સમજાશે.

પાન ઉપરથી તે છોડનું નામ આપવું એ કેટલી મુશ્કેલ વાત છે, એ કેટલું બારીક નિરીક્ષણ માગે છે, * તે વાચકો સહેજે સમજી શકશે. આ પછી બર્ડવુડ સાહેબ જયકૃષ્ણભાઈ ઉપર પ્રીત થયા હતા. જ્યારે જ્યારે એ છોડ તેમના જોવામાં આવતો ત્યારે ત્યારે બર્ડવુડ સાહેબનું તેઓશ્રી સ્મરણ કરતા.

બોમ્બે બ્રાંચ ઑફ રૉયલ એશિયાટિક સોસાઈટીના પ્રેસિડન્ટ મેજર કૉડિંગ્ટન જ્યારે વિલાયત જતી વખતે ભગવાનલાલભાઈને મળવા આવેલા ત્યારે જયકૃષ્ણભાઈને નીચેના શબ્દો કહી ગયેલા –

" Mr. Jayakrishna, you stay with Bhagwanlalbhai Be a Botanist, write a very good book on Botany and send to me "

* વનસ્પતિના નમૂનાઓ મુંબઈ સરકારના ઇકોનૉમિક બૉટેનીસ્ટ ઉપર પૂના મોકલી આપવામાં આવે છે તો તે ઘણી મહેનત લઈને તેના લૅટિન નામ, વર્ગ વગેરે લખી મોકલે છે. પણ આ લોકોને વનસ્પતિનો સંપૂર્ણ નમૂનો મોકલી આપવામાં આવે તો જ તે જુએ છે. એકલા પાનવાળો અથવા એકલાં ફૂલવાળો નમૂનો એ લોકો લેતા નથી, કારણ કે એટલું જ્ઞાન તેમને હોતું નથી અને કોઈને પણ ન જ હોય. એ લોક નમૂનો આવે કે તુર્ત જ તેનાં ફૂલને ગરમ પાણીમાં નાખીને પછી પ્રબલ શક્તિવાળા સૂક્ષ્મદર્શક યંત્ર વડે જુએ છે. એટલે નાનામાં નાની વસ્તુ મોટામાં મોટી જોઈ શકાય છે, એટલે એથી પુષ્પના પત્રો, પુંકેસરો, સ્ત્રીકેસરો, ગર્ભાશય વગેરેનો ખ્યાલ આવે છે, પરિણામે નૈસર્ગિક વર્ગ શોધી કહાડે છે અને પછી ફૂલનો ફોટો લઈને તેની સાથે એ વનસ્પતિનું વર્ણન મળતું આવે તે નામ શોધી કાઢી લખી મોકલે છે. જયકૃષ્ણભાઈ પાસે એમાંનાં કોઈ પણ સાધન નહોતાં, સાધારણ eye glass બૃહદ્દર્શક કાચથી જ તે પ્રત્યેક અંગ જોતા અને ગમે તેવા ખરાબ ખરાબ તેમ જ અપૂર્ણ નમૂનાઓને પણ તે એકલાં પાનથી અથવા ફળથી કે ફૂલથી પારખી કાઢતા. એમને પોતાને જ્યારે વનસ્પતિ બરાબર ઓળખાતી નહિ, ત્યારે તે પૂના કે કલકત્તાના ઇકોનૉમિક બૉટેનીસ્ટ ઉપર મોકલી આપતા. ઘણી વખત જયકૃષ્ણભાઈના મોકલેલા નમૂનાઓ અને તે સાથે તેમણે પોતે જણાવેલું નામ અને વર્ગ ખરાં જ હોય. કેટલીક વખતે તો તે નમૂનો ઓળખતાં અને લૅટિન નામ આપતાં તેઓને પણ મુશ્કેલી પડતી. પૂનાના ઇકોનૉમિક બૉટેનીસ્ટ મી. બાર્ટ તો તેમના મિત્ર થઈ ગયા હતા. પૂનાના સંગ્રહમાં અમુક નમૂનો ન હોય અને તેવો નમૂનો જયકૃષ્ણભાઈ મોકલતા. તો તેઓ બીજા નમૂનાઓ માટે મી. બાર્ટ માગણી પણ કરતા અને જયકૃષ્ણભાઈ તે મોકલી પણ આપતા.

આ સિવાય "ફ્લાવરીંગ પ્લૅન્ટસ ઑફ વેસ્ટર્ન ઇંડિયા" ના લેખક રેવરંડ **નેર્ન સાહેબ, ડૉ. ડીમક, મી. એડી, ઘોરણુર્ધ** (જે જર્મનીથી હિંદુસ્થાનમાં વનસ્પતિના રોગોનો અભ્યાસ કરવા આવેલા તે) વગેરે વિદ્વાનો પણ ઓળખવત્તા તેમના મિત્ર થયા હતા. પોરબંદર સ્ટેટના ઍડમિનિસ્ટ્રેટરો **મી. લેલી, મોરીસન** વગેરે તેમ જ મૅકનોટન પછી આવેલા રાજકુમાર કૉલેજના પ્રિન્સિપાલ **મી. મેઇન** વગેરે સાથે પણ જયકૃષ્ણભાઇને મિત્ર જેવો જ ગાઢ સંબંધ હતો.

યૂરોપિયન મિત્રોના પત્રો ઉપરથી તેમાંના કેટલાક લશ્કરી અમલદારો વેપારીઓ વગેરે હતા એમ જણાય છે.



# પ્રકરણ ૯ મું.

## મૅકનોટન સાથે મેળાપ.

રાજકોટ રાજકુમાર કૉલેજના પ્રિન્સિપાલ મી. ચેસ્ટર મૅકનોટન એમ. એ. એક ખાનદાન અને મર્મી અંગ્રેજ વિદ્વાન હતા. તેમને દમનો રોગ હતો. દમના રોગવાળાને ખુલ્લી સૂકી હવા ઘણી માફક આવે છે, એટલે ખુલ્લી હવામાં ફરવાનો તેમને શોખ હતો. પણ એકલું ફરવું તેમના જેવા રસિક અને ઉત્સાહી વિદ્વાનને ફાવે તેમ ન હતું. આથી જ "આરોગ્ય જાળવવાના ઉપાય તરીકે ખુલ્લી હવામાં કેમ વધારે વખત રહેવાય એનો વિચાર કરતાં, વનસ્પતિ પરિચય વધારવાથી ખુલ્લી હવામાં ઉપયોગી વખત ગાળી શકાય એમ નક્કી કરી મૅકનોટને મુંબઇ ઉતરતાં વેંત મૅકડોનલ્ડ પાસે મુંબઇની આસપાસની કોઇ પણ વનસ્પતિ વિષે પૂછીએ કે તુર્ત ઓળખાવે એવા માણસની માગણી કરી, અને મૅકડોનલ્ડે જયકૃષ્ણભાઇને બતાવ્યા.' (પ્રસ્થાન પુ ૨ અંક ૧) મૅકનોટને મૅકડોનલ્ડને કહેલું કે "મારે એક Field Botanist વનસ્પતિ ઓળખનાર માણસની જરૂર છે, પછી તે ચાહે તો પ્રોફેસર હો, વિદ્યાર્થી હો કે જંગલી માણસ હો." મૅકડોનલ્ડ આ પહેલાં જયકૃષ્ણભાઇને સારી રીતે ઓળખતા થઇ ગયા હતા. તુર્ત જ મૅકડોનલ્ડે જયકૃષ્ણભાઇ ઉપર આ સંબંધી એક પત્ર લખી નાખ્યો.

આ રહ્યો એ પત્ર —I am very sorry I was not able to see you when you called as usual on Friday. I have been in poor health for nearly a week, but feel better to-day. On Friday I sent a message by the peon to ask if you could come on Monday (i. e. to-day), but I suppose you were occupied.

But I shall just write what I want Mr C Macnaghten (Mr Macnaghten is Principal of the Rajkumar College) has asked me to recommend to him a native gentleman either graduate, assistant or student who could assist him (and go out to the fields with him) in Botany He is a beginner and good excellent knowledge of Field Botany and the principles of classifications will be of great use Can you call at Cambali Hotel to-morrow (Tuesday) at 3 in the afternoon or else on Wednesday morning early say before 8 A M and ask for Mr Macnaghten and mention my name?

yours trully
D Macdonald M D

જયકૃષ્ણભાઇએ એ કાગળ ભગવાનલાલભાઇને બતાવ્યો થોડા જ દિવસ પછી મૅક્નોટન માથેરાન જવા માટે મુંબઇ આવ્યા અને જયકૃષ્ણભાઇની માગણી કરી તુરત જ મૅકડોનલ્ડે ફરીથી જયકૃષ્ણભાઇ ઉપર કાગળ લખ્યો ભગવાનલાલભાઇએ પત્ર વાંચ્યો અને જયકૃષ્ણભાઇને જવાની સલાહ આપી

જયકૃષ્ણભાઇ મુકરર કરેલ વખતે ખંભાતા હૉટલ ગયા તે વખતે મૅક્નોટન સાહેબ પાસે કેટલાક રાજા અને તેમના કુંવરો મળવા આવેલા હતા જયકૃષ્ણભાઇએ ખબર આપી તુરત જ મૅક્નોટન જાતે તેમને લેવા બહાર આવ્યા અને અંદર લઇ ગયા અને ત્યાં એમના રાજકુમારોને કહેવા લાગ્યા ' એમનું નામ જયકૃષ્ણ છે વનસ્પતિનું એ ઘણું સરસ જ્ઞાન ધરાવે છે ' રાજમંડળ વિદાય થયા પછી મૅક્નોટન પોતાના લીધેલા નમૂનાઓ બતાવવા બેઠા અને જયકૃષ્ણભાઇને સાહેબે પાસે બેસાડ્યા સુંદર જાડા કિંમતી બ્લૉટિંગ પેપરોમાં તે નમૂનાઓ દબાવવા મેલ્યા તે જોઇને સરળતાની મૂર્તિ જેવા જયકૃષ્ણભાઇ બોલી ઉઠ્યા ' સાહેબ ! આવા કિંમતી બ્લૉટિંગ પેપરો નાહકના શું કામ બગાડો છો ? ડૉ. સખારામ અર્જુન પોતાના નમૂનાઓ સાદા રદ્દી ન્યુસપેપરમાં દબાવતા હતા અને હું પણ એમાં જ દબાવું છું "

મેં કનોટને હસતા હસતા કહ્યું, " Mr Jayakrishna ! What is demand to the pleasure ?" (મી જયકૃષ્ણ ! શોખ આગળ મોઘું સોઘું શી વિસાતમાં છે ?" આ રસિક પ્રસંગનું વર્ણન જયકૃષ્ણભાઇ ઘણી વખત ઘણા પાસે કરતા અને ખૂબ હસતા માર મોઢે આ પ્રસંગ વર્ણવતા તેમણે કહ્યું હતું, ' તે વખતે હું એવો જ ગલી હતો ! શું બોલવું, કેમ બોલવું, કયા બોલવું, તેનું મને તે વખતે જરાય ભાન ન હતું જ્યારે મે આ વાત ભગવાનલાલભાઇને મોઢે કરી ત્યારે તેઓ તો હસી હસીને ઊંધા જ પડી ગયા અને મને કહેવા લાગ્યા કે ' ઘેલા ! તને આટલીયે ખબર નથી કે તે ( મૅકનોટન ) રાજાઓનો પણ રાજા છે તારા મન બ્લૉટિંગ પેપર કિંમતી, પણ એના જેવા મહિને બે હજારના પગારવાળાને મન તેનો શી કિંમત ! "

નમૂનાઓ દબાઇ રહ્યા એટલે મૅકનોટન બંગલા પાછળ એક મેદાન હતું ત્યા જવા તૈયાર થયા જયકૃષ્ણભાઇને સાથે લીધા બન્ને જણા વનસ્પતિઓ જોવા લાગ્યા પહેલો જ અઘેડો આવ્યો મૅકનોટને એ છોડનું નામ પૂછ્યું તુર્ત જ જયકૃષ્ણભાઇએ તે છોડના ગુજરાતી, મરાઠી, હિંદી ભાષાના નામો, લૅટિન નામ અને નૈસર્ગિક વર્ગ ( natural order ) કહી સંભળાવ્યા આમ ૫-૬ છોડના નામો પૂછ્યા અને તે બધાના આવી જ રીતે નામો કહી સંભળાવ્યા મૅકનોટન આ ' દેશી છોકરા ' ની કુશાગ્રબુદ્ધિ ઉપર આફ્રીન થઇ ગયા અને અટ્ટહાસ્ય કરી કહેવા લાગ્યા, ' મી જયકૃષ્ણ ! તમે તો એકેએક છોડઝાડના દેશી વિદેશી નામો અને તેના વર્ગ વગેરે કંઠસ્થ રાખતા લાગો છો ! મને બહુ આનંદ થયો છે તમારી તીવ્ર યાદશક્તિ માટે મને માન થાય છે " આ પછી બન્ને બંગલામાં ગયા અને બીજે દિવસે સવારમા આઠ વાગે આવવાનું કહીને મૅકનોટન જયકૃષ્ણભાઇને એક રૂપીઓ આપવા લાગ્યા જયકૃષ્ણભાઇએ તે લેવાની વિવેકથી ના પાડી મૅકનોટને કહ્યું ' તમારું રહેવાનું સ્થળ અહીથી દૂર છે, એટલે ગાડીભાડા બદલ આ રૂપીઓ હું તમને આપું છું તમે ગાડીમાં બેસી ઘેર જાઓ અને પાછા પણ ગાડીમાં જ આવજો " જયકૃષ્ણભાઇ બોલ્યા, " ના સાહેબ, મને ચાલવાની ટેવ છે એટલે હું ચાલીને જ જઇશ હું રૂપીઓ નહિ લઉં. "

છેવટે રૂપીઓ ન લીધો અને ચાલતા ઘેર ગયા. ભગવાનલાલભાઇને બધી વાત કરી ભગવાનલાલભાઇ ખૂબ હસ્યા અને બોલ્યા, " જે કંઇ આપે તે

તમારે લઇ લેવું, ના ન પાડવી. તમને તે ભાડા પેટે રૂપીઆ આપતા હતા, કારણ કે તમે ચાલીને જાઓ એટલામાં ખૂબ વખત નીકળી જાય. સાહેબ લોકો પાસે તો બરાબર નિયમિત-વખતસર જવું જોઇએ. હવે પછી એ જે આપે તે લઇ લેજો."

બીજે દિવસે પણ જયકૃષ્ણભાઇ પગે ચાલીને જ ખંભાલા હોટેલ ગયા. આવી રીતે લાગલાગટ દશ દિવસ સુધી ઝાડપાન બતાવવા તે મૅકનોટન પાસે ગયા. છેલ્લે દિવસે મૅકનોટને કહ્યું, 'મી. જયકૃષ્ણ ! આવતી કાલે હું માથેરાન જાઉં છું. જો ત્યાં ખૂબ ઝાડપાન જોવાના હશે તો હું તમને પત્ર લખીશ. તમે ત્યાં જરૂર આવજો હોં,' જયકૃષ્ણભાઇએ 'ઠીક' કહીને રજા લીધી.

બીજે દિવસે પોસ્ટમાં એકસો રૂપીઆની નોટ સાથે મૅકનોટને જયકૃષ્ણભાઇનો આભાર માન્યો. કાગળ અને નોટ બન્ને ભગવાનલાલભાઇને આપ્યાં. ભગવાનલાલભાઇએ કહ્યું, "આ નોટ રાખી લો. તમે દશ દિવસ સુધી હમેશ ગયા. એટલે દિવસના ૧૦ રૂપીઆ લેખે ગણીને તમને તમારી મહેનતનો બદલો સાહેબે આપ્યો છે. એના જેવો માણસ સો રૂપીઆ આપે તે વધારે નથી." જયકૃષ્ણભાઇને મન તો એ સો રૂપીઆ ઘણા જ હતા.

## માથેરાન પ્રયાણ.

માથેરાન ગયા પછી થોડા દિવસ બાદ મૅકનોટનનો પત્ર આવ્યો અને તે સાથે રૂ. ૫૦ ની નોટો બીડેલી હતી. 'Please, you do come. There are many plants here. કૃપા કરીને તમે જરૂર આવો. અહીં ઘણાં છોડઝાડ છે.' ભગવાનલાલભાઇની સલાહ માગી. રજા મળી અને જયકૃષ્ણભાઇ માથેરાન ગયા અને મૅકનોટનને મળ્યા મૅકનોટન બહુ રાજી થયા. તે વખતે કેટલાક નમૂનાઓ લાવી રાખેલા તે જયકૃષ્ણભાઇને બતાવ્યા, પ્રભાખરાના લેટિન, દેશી નામો વગેરે લખાવી લીધા. આ પછી "ચાર વાગે આવજો" કહીને તેમને રજા આપી.

જયકૃષ્ણભાઇ એક દેશી વીશીમાં ઉતર્યાં હતા. એમના મનમાં એક ચટપટી ઉઠી. 'મને બોલાવ્યો છે તો ખરો, પણ અહીંઆં તો નવાં નવાં ઝાડો દેખાય છે !' તુર્ત જ એક જોગિયો જે વનસ્પતિ સારી ઓળખતો હતો'

તેને ૧ રૂપીઓ આપવાનો કરીને સાથે લઇ બહાર નીકળી પડયા. આ વખતે તેમની પાસે સ્મીથનું માથેરાન સંબંધીનું પુસ્તક ( Smith's Matheran ) હતું. આ પુસ્તકમાં માથેરાનમાં થતાં તમામ ઝાડોનાં દેશી ( local ) નામો, લેટિન નામો વગેરે આપેલું છે. પેલો ભોમિયો જે પ્રકાર હતો તે દરેક ઝાડનું દેશી નામ કહે કે તુર્ત જ પુસ્તકમાંથી તે દેશી નામ જોઇને તેનું લેટિન નામ કાઢી નોંધ કરી લે. આવી રીતે ત્રણ વાગતાં પાછા ફર્યા અને ચાર વાગે મૅકનોટનને મળ્યા. પછી તો બન્ને જણા બહાર ફરવા નીકળે અને વનસ્પતિ જુએ.

## બર્ડવુડ સાથે મેળાપ.

આ જ અરસામાં મુંબઇ હાઇકોર્ટના ચીફ.જજ મી. બર્ડવુડ (H. M. Birdwood ) પણ માથેરાન હવા ખાવા માટે આવેલા હતા તેમને પણ વનસ્પતિઓ ઓળખવાનો મોટો શોખ હતો. એટલે તે મૅકનોટનની સાથે ઘણી વખત બહાર ફરવા નીકળતા. મૅકનોટને બર્ડવુડ આગળ જયકૃષ્ણભાઇની વાત કરી હતી.

તે વખતે જયકૃષ્ણભાઇનો પોષાક ઘણો જ ખરાબ હતો. એક કાળો કોટ, જાડું ટૂંકું ધોતીયું અને માથે કાળી મેલવાળી ટોપી—આવા પોષાકમાં તે મોટા પ્રતિષ્ઠિત સાહેબો પાસે જતા હતા. એક વખત મૅકનોટને તેમને કહ્યું, 'મી. જયકૃષ્ણ ! અહીં તો મોટા સાહેબ બર્ડવુડ સાહેબ રહે છે. તેમને બોટનીનો ઘણો મોટો શોખ છે. આપણે તેમને મળવા જવું છે. તે બોટની ઉપર એક પુસ્તક લખે છે. તેમને તમારી મદદ લેવી છે. આપણે તેમની પાસે જવાનું છે. તેઓ ઘણા મોટા માણસ છે તેમની પાસે જઇએ તો તમારો પોષાક સ્વચ્છ, સુંદર અને ભભકાદાર જોઇએ. Please ! Take these fifty rupees and buy good nice clothes from here—આ પચાસની નોટ લો અને સરસ કપડાં અહીંથી લઇ આવો." ભગવાનલાલભાઇએ તેમને કહી રાખેલું કે 'સાહેબ લોકો જે આપે તે તમારે લઇ લેવું.' એટલે જ તે રૂપીઆ ઘણા સંતોષ સાથે લીધા અને સુંદર વસ્ત્રો લઇ આવ્યા. તે પહેરીને મૅકનોટન પાસે ગયા; મેકનોટન સાહેબ તે જોઇને ખુશ થયા તે જ વખતે એક ચિઠ્ઠી બર્ડવુડ સાહેબ ઉપર લખી આપી પટાવાળાને આપી અને જયકૃષ્ણભાઇને કહ્યું, ' તમે આ માણસ પટાવાળા સાથે મી. બર્ડવુડને બંગલે જાઓ.

Please go to Mr Birdwood Mr Patwardhan would take you to him " પટાવાળા સાથે તે બર્ડવુડ સાહેબ પાસે ગયા બર્ડવુડ સાહેબે તેમને એક ખુરસી પર બેસવા કહ્યું તે વખતે ટેબલ ઉપર જૂના સિક્કા પડેલા હતા અને બર્ડવુડ સાહેબ તે જોતા હતા ભગવાનલાલભાઇ પાસે રહીને જૂના સિક્કાઓ ઓળખતા શીખ્યા હતા એટલે ટેબલ ઉપરના સિક્કાઓ જોઇને એક નાના બાળકની માફક, અહીં આ બોલાય કે ન બોલાય એનો જરા પણ ખ્યાલ કર્યા વિના, તે બોલી ઉઠ્યા ' સાહેબ આ તો ક્ષત્રપના સિક્કાઓ છે Sir, these are क्षत्रप coins ' બર્ડવુડ સાહેબ હસી પડયા અને બોલ્યા, " વાહ વાહ ! તમને તો જૂના સિક્કાઓનુ પણ જ્ઞાન લાગે છે " જયકૃષ્ણભાઇએ ઉત્તરમા કહ્યુ " મારા ગુરુ પં ભગવાનલાલ ઇન્દ્રજી પાસે હુ રહુ છુ એટલે હુ સિક્કાઓ પારખતા શીખ્યો છુ, " તે દિવસે તો કાઇ ખાસ વાતચિત ન થઇ અને બીજે દિવસે આવવાનુ કહીને રજા આપી

મૅકનોટન સાહેબને જઇને સિક્કાની વાત કરી મૅકનોટન સાહેબ પેટ પકડી હસ્યા ' વખતે મને પેલો પણ ધાર્યો હશે ' એમ પોતે આ પ્રસગ કહેતા બોલતા

બીજે દિવસે બર્ડવુડ સાહેબ પાસે ગયા બર્ડવુડ સાહેબે કહ્યુ, મી. જયકૃષ્ણ ! આજે આપણે છોડ ઝાડ જોવા બહાર જઇશુ બોલો, તમે ઘોડે બેસશો કે પગે ચાલશો ?

ના સાહેબ ! હુ ઘોડે નથી બેસતો પગે ચાલીને જ આશીશ મી મૅકનોટન અને હુ હમેશા ચાલતા જ જઇએ છીએ

ઠીક ત્યારે આજે બપોરે ૪ વાગે આપણે બહાર જવા ઉપડીશુ તમે તે વખતે આવજો

તે દિવસે ચાર વાગે બર્ડવુડ સાહેબ, મૅકનોટન અને જયકૃષ્ણભાઇ છોડ ઝાડ જોવા માટે બહાર ફરવા નીકળ્યા બર્ડવુડ સાહેબ હમેશા ઘોડા ઉપર બેસતા અને મૅકનોટન સાહેબ અને જયકૃષ્ણભાઇ પગે ચાલતા નવા નવા ઝાડપાન જોઇને આ બન્નેને ખુબ આનદ આવતો પછી તો આવી રીતે એ ત્રણેય હમેશા ફરવા નીકળી પડતા અને પુષ્કળ વિનોદ અને વાતચિત કરતા

૬

## લોકો આપણને ઘેલા ધારતા હશે !

એક દિવસ મૅકનોટન અને જયકૃષ્ણભાઇ અમુક છોડનાં ફૂલ જોવા ઉભા રહેલા. એ છોડ અજાણ્યો હતો એટલે તે કયા વર્ગનો છે, એના ફૂલ કેવાં છે, સ્ત્રીકેસર પુંકેસર કેવા છે, તે નિહાળી નિહાળીને જોતા હતા. તે દિવસે કોઇ હિંદુ તહેવાર હતો લોકોના ટોળેટોળા 'એંઠા પોઇન્ટ' તરફ જતાં હતાં. લોકો ત્યાં જઇને પાછા ફર્યા ત્યાં સુધી આ બન્ને તે ને તે જ જગ્યાએ ફૂલ સૂંઘતા અને જોતા ઉભા થઇ રહ્યા હતા; એટલે મૅકનોટન સાહેબે હસતાં હસતાં કહ્યું, "જયકૃષ્ણ, આ લોકો આપણને ઘેલા ધારતા હશે !" જયકૃષ્ણભાઇએ પણ વિનોદમાં કહ્યું, "સાહેબ, આપણે પણ તેમને ઘેલા જ ધારીએ છીએ." એ છોડ 'વાદા'ની જાતનો હતો અને તે છેવટે ન જ ઓળખાયલો.

## મડમ ચીડાયાં.

મૅકનોટન સાહેબ અને જયકૃષ્ણભાઇ લાંબે સુધી ફરવા જાય અને ખીણોમાં ઉતરી ઉતરીને વનસ્પતિ જુએ. વનસ્પતિના શોખીનોને જ્યારે એકાદ નવી વનસ્પતિ હાથ આવે છે ત્યારે અવર્ણનીય આનંદ થાય છે. જ્યારે જ્યારે નવા છોડવા મળી આવતા ત્યારે બધાને ખૂબ આનંદ થતો. એક દિવસ જયકૃષ્ણભાઇએ મૅકનોટનને ખુબ જ ફેરવ્યા અને તેને લીધે મૅકનોટનને ઘેર જતાં ઘણું મોડું થયું. મડમ બિચારા ઘણા વખતથી વાટ જોઇને બેસી રહ્યા હતા. છેવટે બન્ને મિત્રો વાતચિત કરતા હસતા હસતા ઘરમાં પેઠા. મૅકનોટન અંદરના રૂમમાં મડમને મળવા ગયા, અને થોડી વારમાં બહાર આવી જયકૃષ્ણભાઇને હસતા હસતા કહેવા લાગ્યા, "આજે મડમ સાહેબનો પિત્તો હાથથી ગયો છે અને તે તો કહે છે કે હવે તું જયકૃષ્ણને ઘરમાં આવવા નહિ દઉં." આ વાત ચાલતી હતી એટલામાં તો મડમ પણ મંદ સ્મિત કરતા ત્યાં આવી પહોંચ્યા અને વિનોદમાં કહેવા લાગ્યા, "જયકૃષ્ણ ! આટલું બધું મોડું હોય ખરૂં ? હવેથી તો તમને હું ઘરમાં જ નહિ પેસવા દઉં." આમ કહીને ખડખડાટ હસી પડ્યા. જયકૃષ્ણભાઇ પણ વિનોદમાં ક્યાં જાય એમ હતા ? અને મિત્રપત્ની સાથે ઘરની છૂટ લેવાનું પણ તેમને આવડતું; એટલે તે પણ વિનોદમાં બોલ્યા, "તમે ઘરમાં નહિ આવવા દો તો હું એકલો નવા નવાં ફૂલ લાઇ દઇશ અને જતાં આવતાં સાહેબને આકર્ષી પકડી રાખીશ, ત્યારે તમે મને શું કરશો ?" મડમ, મૅકનોટન અને જયકૃષ્ણભાઇ ખડખડાટ હસ્યા અને પછી જયકૃષ્ણભાઇ પોતાને મુકામે ગયા.

## માથેરાનમાં મિત્રચતુષ્ટયમ્.

રજાઓના દિવસો હતા, ગ્રાન્ટ મેડિકલ કૉલેજના પ્રિન્સિપાલ મી. મૅકડાનલ્ડ પણ માથેરાન આવેલા. બર્ડવુડ, મૅક્નોટન, મૅકડાનલ્ડ અને જયકૃષ્ણભાઈ—ચારે જણા વનસ્પતિઓ જોવા જતા હતા. એક દિવસે એઓ ગાર્ડનપાર્ટીમાં ગયા હતા. ત્યાં પણ ઝાડપાનની વાતો તો હોય જ. ડુંગરાઉ પ્રદેશમાં વનસ્પતિની શી ખોટ હોય? બર્ડવુડ સાહેબ કેટલાક નમુનાઓ રસ્તામાંથી ઉખેડી લાવ્યા હતા. ગાર્ડનપાર્ટી વખતે તે છોડવાઓ કાઢ્યા અને પોતે જોવા લાગ્યા. પોતે ન ઓળખે એટલે મૅક્નોટનને આપે. મૅક્નોટન મૅકડાનલ્ડને આપે અને મૅકડાનલ્ડ જો કે સિવાયે ગ્રાન્ટ મેડિકલ કૉલેજની બોટનીની ચેર ઉપર હતો, છતાં તે પણ ન ઓળખે એટલે જયકૃષ્ણભાઈને આપે. ત્યાં તો ઢીલ જ શાની હોય? તુર્ત જ લેટિન નામ કહી સમજાવે. બધા આશ્ચર્યચકિત થઈને તેમની તરફ જોયા કરે.

## બર્ડવુડની વિદાય.

રજાઓ પૂરી થવા આવેલી એટલે બર્ડવુડ સાહેબ મુંબઈ જવા તૈયાર થયા. આગલે દિવસે તેમણે જયકૃષ્ણભાઈને મળવા માટે બોલાવ્યા હતા. કેટલીક વાતો પછી બર્ડવુડ સાહેબે તેમને કહ્યું: "મી. જયકૃષ્ણ! આવતી કાલે હું મુંબઈ જઈશ. તમે ત્યાં જ્યારે આવો ત્યારે મને મળજો. તમારા યોગ્ય કંઈ કામ તમને આપવું જોઈએ એમ મને લાગે છે." જયકૃષ્ણભાઈ કંઈ પણ બોલી શક્યા નહિ. ફક્ત આભારથી માથું નમાવ્યું અને વિદાય લીધી.

## મૅક્નોટનનો પુત્રસદૃશ પ્રેમ.

વરસાદની મોસમ આવી એટલે મૅક્નોટન પણ રાજકોટ જવા માટે તૈયાર થયા. એક દિવસ જયકૃષ્ણભાઈને બોલાવીને બહુ જ ગંભીરતાથી તેમને કહેવા લાગ્યા: "મી. જયકૃષ્ણ! હવે તમારે કંઈ કામે લાગવું જોઈએ. કામે લાગવાથી તમે પૈસા પણ કમાઈ શકશો અને સાથેસાથે તમારા જ્ઞાનમાં પણ વધારો કરી શકશો. જો તમે કહો તો હું તમારે માટે કંઈ ગોઠવણ કરું."

જયકૃષ્ણભાઈ પ્રથમથી જ સ્વતંત્ર સ્વભાવના હતા. નોકરી કરવી તેમને ગમતી નહિ. ભગવાનલાલભાઈ સાથેના સમાગમથી તેમનામાં

સ્વતંત્રતાની ભાવના ઠીક ઠીક પ્રમાણમાં જન્મી હતી. જયકૃષ્ણભાઇએ તુર્ત જ નિખાલસ ભાવે જવાબ દઇ દીધો કે " મારે નોકરી જોઇતી નથી. નોકરીથી માણસ બંધાય છે, માટે કોઇના નોકર થવું નથી. મારા ગુરુ ડૉ. ભગવાનલાલભાઇ પણ નોકર નથી. "

મૅકનોટને પુત્રવત્ ભાવથી કહ્યું, " હાં, ભગવાનલાલભાઇ તો મોટા માણસ છે; અને તેમણે પણ નોકરી તો કરી જ છે ને ? પણ આ વિષે તમે તમારી જાતે વિચાર કરજો અને તમે જે નિશ્ચય ઉપર આવો તે મને જણાવજો. "

વરસાદની મોસમ આવી, એટલે મૅકનોટન સાહેબ રાજકોટ ગયા અને જયકૃષ્ણભાઇ મુંબઇ ગયા.

આમ બર્ડવુડ અને મૅકનોટન, બંને જયકૃષ્ણભાઇને તેમને યોગ્ય congenial કામ આપવા માગતા હતા. પણ જયકૃષ્ણભાઇને નોકરીની સૂગ હતી, એટલે તે તદ્દન ઉદાસીન જ હતા

### મુંબઇ પાછા આવ્યા.

જયકૃષ્ણભાઇ માથેરાનથી મુંબઇ પાછા આવ્યા. પં. ભગવાનલાલભાઇને બધી વાતચિત કરી ભગવાનલાલભાઇએ નોકરી માટે કહ્યું, " હા, આપણે નોકરી કરવી તો નથી જ. નોકરી કરવી સારી નથી, છતાંય જો એ બંને સારૂં કામ આપે તો થોડા દિવસ જોઇ જોવું. આપણું તેમાં શું જાય છે ? કામ આપણને પસંદ પડે એવું હોય તો ખુશીથી નોકરી કરવી. એમાં અનુભવ મળશે અને બીજી કેટલીક સગવડો મળશે. જો તેઓ તમને બોલાવે તો તમારે જરૂરથી જવું. "

બર્ડવુડ અને મૅકનોટન, બંને નોકરીની તપાસ કરવા લાગ્યા, અને જયકૃષ્ણભાઇ મુંબઇમાં રહીને ભગવાનલાલભાઇની સેવામાં તેમ જ બીજી પ્રવૃત્તિમાં ધ્યાન દેવા લાગ્યા

ચેસ્ટર મૅકનોટનના સેંકડો પત્રો જયકૃષ્ણભાઇએ સંઘરી રાખેલા છે. આ વિદ્વાનને વનસ્પતિશાસ્ત્રનો એવો તો રંગ લાગ્યો હતો કે દર બીજે ત્રીજે તેમના

તરફથી કોઇ વનસ્પતિનો નમૂનો જયકૃષ્ણભાઇ ઉપર હોય જ. દૂધીઓ હેમકંદ જુએ અને ભરવાડ પાસેથી દેશી નામ જાણે, એટલે દેશી નામ લખી લેટિન નામ અને વર્ગ પૂછાવે. પાતાળનૂં બડીના નમૂનાઓ મોકલે. છેવટે તો જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાંથી ટગલાબંધ નમૂનાઓ લાવતા. ઉટાકામંડ જાય કે માથે રાન જાય, સીમલા જાય કે સીલોન જાય, મહાબળેશ્વર જાય કે મસૂરી જાય, બધેથી નમૂનાઓ તો લાવે જ અને ને પછી જયકૃષ્ણભાઇને બતાવે ત્યારે જંપે. આ વિદ્વાનને, 'કાઠિયાવાડ ફ્લોરા' લખાય તો સારૂં એમ લાગતું અને વારંવાર તે જયકૃષ્ણભાઇને પત્રોમા લખી જણાવતા.. કાઠિયાવાડ ફ્લોરા, 'Walks & Talks among Plants' ઇત્યાદિ પુસ્તકો જયકૃષ્ણભાઇ પાસે લખાવવાની તેમની પ્રબલ ઇચ્છા હતી. પરંતુ તેમનું આયુષ્ય લાંબુ ન હતું. ૧૮૯૬ માં તેમનું મૃત્યુ થયું.

તેમના મરણથી જયકૃષ્ણભાઇને ખૂબ જ દુઃખ થયું હતું. મૅકનોટનનાં પત્નીએ પતિના બધા નમૂનાઓનો સંગ્રહ જયકૃષ્ણભાઇ ઉપર મોકલી આપ્યો રાજકોટ રાજકુમાર કોલેજના કંપાઉન્ડમાં મૅકનોટનનું શ્વેત બાવલું ઉભું કરેલું છે. એ બાવલાના જ્યારે જયકૃષ્ણભાઇએ દર્શન કરેલા ત્યારે તેની ઉપર તેમણે ફૂલ ચઢાવેલાં અને અશ્રુઓથી નિવાપાંજલિ આપી હતી !

મૅકનોટનના કેટલાક પત્રો આગળ આપવામા આવશે, એ જોવાથી જયકૃષ્ણભાઇ સાથેનો તેમનો સંબંધ કેવો હતો તે સમજાશે.



# પ્રકરણ ૧૦ મું.



## ડૉ. ખોરીને મેટીરિયા મેડિકા લખાવી.

જયકૃષ્ણભાઈ પં. ભગવાનલાલભાઈ સાથે મુંબઈમાં આશરે ૯-૧૦ વર્ષ રહ્યા અને તે દરમિયાનમાં તેમણે મુંબઈમાં અનેકને અનેક રીતે મદદ આપી હતી. ડૉ. સખારામભાઈના સહવાસથી વનસ્પતિશાસ્ત્રના રસિયાઓ જયકૃષ્ણભાઈને સારી રીતે ઓળખતા થઈ ગયા હતા. મુંબઈમાં કોઈ અગત્યનો યુરોપિયન આવ્યો હોય, અને તેને વનસ્પતિ સંબંધી કંઈ પણ જાણવું હોય, તો દરેક જયકૃષ્ણભાઈ તરફ આંગળી ચીંધતા. જર્મનીથી કોઈ વિદ્વાન વનસ્પતિના રોગો અને જંતુઓનો અભ્યાસ કરવા આવ્યો હતો તેને વનસ્પતિના દેશી અને લેટિન નામો જોઈએ એટલે સાથે જયકૃષ્ણભાઈ હોય જ.

પણ મુંબઈમાં રહીને મોટામાં અગત્યનું કાર્ય તો જયકૃષ્ણભાઈએ ડૉ. રુસ્તમજી નસરવાનજી ખોરી એમ. ડી. ને મેટીરિયા મેડિકા (દ્રવ્યગુણ શાસ્ત્ર) લખાવી, તે કર્યું. તે વખતના ડૉ. ડીમક જેવા વિદ્વાને પણ દેશી પંડિતોની સહાયથી મેટીરિયા મેડિકા બનાવેલી. ડૉ. ખોરીને આ માટે એક ઓસડિયા જાણનાર નિષ્ણાત દેશીની જરૂર હતી. જયકૃષ્ણભાઈ હમેશાં બજારમાંથી ૧૦-૧૨ ઓસડિયા પોતાની ગાંઠના પૈસાના ખરીદી લાવતા અને પછી ડૉ. ખોરીને બધી માહિતી આપે, જે ડૉ. ખોરી અંગ્રેજીમાં ઉતારી લેતા. પં. ભગવાનલાલભાઈના કહેવાથી અને ખાસ કરીને તો એમના સંસ્કારી સહવાસથી જ જયકૃષ્ણભાઈ વૈદક નિઘંટુઓ વાંચી ગયા હતા, એટલે દરેક દ્રવ્યના ગુણો એ ઉપરથી તે બતાવતા. ડૉ. સખારામભાઈ પાસેથી બજાર ઓસડીઆ કેમ પારખવા તે તેઓ શીખી ગયા હતા. એટલે આ જ્ઞાનનો લાભ ડૉ. ખોરીને મેટીરિયા મેડિકા લખવામાં સારી રીતે મળ્યો. આમ રીતે ડૉ. ખોરીને આખું પુસ્તક લખવામાં અગત્યની મદદ આપી. છતાંય ડૉ. ખોરીએ આખા પુસ્તકમાં

જયકૃષ્ણભાઇનું નામ લખવાનો વિવેક સરખો દાખવ્યો નથી. એક જૂની પોથીમાંથી, બજારમાં ગાંધીઓને ત્યાંથી ૧-૧ પૈસાના દવાના પડીકાં બંધાઇ જતાં હતાં તેનું લીસ્ટ મળી આવ્યું છે.

રાજકોટ રાજકુમાર કૉલેજના પ્રિન્સિપાલ સ્વ. ચેસ્ટર મૅકનોટન જયકૃષ્ણભાઇ ઉપરના એક પત્રમાં નીચે પ્રમાણે લખે છે:—

**Rajkot**

' 25 Jan. 1888.

Dear Jayakrishna

I think it a great shame that Dr. Khory has not mentioned you publicly in his Materia Medica. In the book itself I was much interested, chiefly on account of your share in it. I see that Patal Tumbdi ( Hell-gourd ) is identified with cerotegia bullosai; but that is not right, is it ?

Please accept the little enclosure and get a book or anything else you may like as a new year's offering from your old friend.

**Chester MacNaghten.**

આ પત્ર ઉપરથી પણ જોઇ શકાય છે કે ડૉ. ખોરીએ જયકૃષ્ણભાઇનું નામ ન લખવામાં વિવેકશૂન્યતા દાખવી છે.

પણ જયકૃષ્ણભાઇ કીર્તિના ભુખ્યા ન હતા. તેમને તો કામ સાથે કામ હતું. આ કામ માટે ડૉ. ખોરી જયકૃષ્ણભાઇને માસિક ત્રીસ રૂપીઆ આપતા હતા !

સ્વ. લેફ. કર્નલ કીર્તિકરે પણ આ વાતનો ઉલ્લેખ તેમના એક ભાષણમાં કર્યો છે, જે આગળ ઉપર આવશે.

વનસ્પતિશાસ્ત્રી જયકૃષ્ણભાઇ

# ખંડ બીજો.

- પોરબંદરમાં.

# પ્રકરણ ૧૧ મું.

## પોરબંદરમાં.

બર્ડવુડ અને મૅકનોટન સાહેબ, બન્ને, જયકૃષ્ણભાઇને કોઇ સારી જગ્યા અપાવવા માટે પ્રયાસ કરી રહ્યા હતા. તેઓ ધારત તો ગમે તે સ્થળે સારી નોકરી તો અપાવત, પણ જયકૃષ્ણભાઇને Congenial work યોગ્ય મન-પસંદ કામ આપવાનું તેઓએ કર્યું હતું એટલે તેવી જગ્યાની શોધમાં હતા.

એક દિવસ રાજકોટ રાજકુમાર કૉલેજના પ્રિન્સિપાલ ચેસ્ટર મૅકનોટન સાહેબને પોરબંદરના મહારાણા શ્રી વિક્રમાતજી સાહેબ બહાદુર મળવા આવ્યા. મહારાણા વિક્રમાતજી "વિવિધ વિદ્યાના પોષક હતા, તેઓશ્રીને બરડા ડુંગરની જડીબુટ્ટી જાણવાની અને તેની જેમ બને તેમ દેશમાં પ્રસિદ્ધિ થાય એવી શુભ અને મહત્ અભિલાષા હતી." વાતચિતમા મહારાણાએ બરડા ડુંગરની વનસ્પતિની શોધ થવા માટે વાત કાઢી તે ઉપરથી મૅકનોટન સાહેબે જયકૃષ્ણભાઇનુ નામ આપેલું. "અમે તમને એક મસ્ત, હોશિયાર માણસ આપીયે છીએ. એ સારી રીતે વનસ્પતિ જાણે છે, હોંશિયાર છે, મજ-બૂત છે અને સીધી લીટીનો છે." એમ મૅકનોટને રાણાસાહેબને કહ્યું. રાણા સાહેબે હા પાડી. તે વખતે પોરબંદરમાં એડમિનિસ્ટ્રેટર તરિકે મી. લેલી હતા. મૅકનોટન સાહેબે આ બાબતનો એક પત્ર જયકૃષ્ણભાઇને લખ્યો અને તેમા તેમણે નીચે પ્રમાણેના સારવાળું લખાણ લખ્યું હતુ:—

"તમને તમારે યોગ્ય કામ આપવાની મારી અને બર્ડવુડની ઘણા વખતથી ઇચ્છા છે. તમે પોરબંદર જશો ? ત્યા બરડો ડુંગર છે, ઘણા ઝાડ છે. હાલ ત્યા મી. લેલી નામનો આનંદી અને અતિ ભલો માણસ એડમિનિસ્ટ્રેટર છે."

બર્ડવુડ સાહેબને પણ મૅકનોટને આ વાત લખી જણાવેલી. એટલે બર્ડવુડે પણ એક પત્ર જયકૃષ્ણભાઇને તે વિષે લખ્યો હતો 'પ્રિય

જયકૃષ્ણ ! તમે જરૂર પોરબંદર જાઓ એમ હું ઇચ્છું છું. મી લેલી બહુ સુંદર માણસ છે તેને હું મારા ભાઇ તુલ્ય લેખું છું તમારી જરૂરિયાતો તરફ તે પુરતું લક્ષ આપશે અને હું ધારું છું કે તમને તેના સહવાસમા ઘણી મઝા આવશે ”

આવી રીતે બન્નેના પત્રો આવ્યા ભગવાનલાલભાઇને બતાવ્યા. ભગવાનલાલભાઇને આ ઠીક જણાયુ, એટલે જયકૃષ્ણભાઇને પોરબંદર જવા સલાહ આપી ગુરુની આજ્ઞા માથે ચઢાવીને પોતે પોરબંદર ગયા અને તે વખતના પોરબંદરના એડમિનિસ્ટ્રેટરને બર્ડવુડ અને મેકનોટનની ભલામણ સાથે મળ્યા.

પોરબંદરમા પોતાની નિમણુક થઇ એ પ્રસંગનુ વર્ણન જયકૃષ્ણભાઇના પોતાના જ શબ્દોમા આપવું ઠીક થઇ પડશે

“ પછી મને ૧૮૮૬ મા પોરબંદરના તે વખતના એડમિનિસ્ટ્રેટર લેલી સાહેબ ( હાલ વાનપ્રસ્થ થયેલા Hon. F. S. P. Lely, C. S. I., K. C. I. E., I. C. S. ) ને મેકનોટન સાહેબે લખ્યુ હતુ, તેમ જ ખુદાવિંદ નામદાર મહારાણા સાહેબ બહાદુરે પણ ફરમાન કરેલુ હતુ જે પરથી લેલી સાહેબે મુંબઇના વનસ્પતિવિદ્યાભિલાષી ( લખનારના વનસ્પતિવિદ્યાના મિત્ર શુભેચ્છક ) ઓનરેબલ બર્ડવુડ સાહેબ—હાલ વાનપ્રસ્થ થયેલા Hon. H. M. Birdwood M. A., LL. M. (Cantab) ને લખી તેઓ સાહેબની મારફત લખનારને પોરબંદર તેડાવ્યો હતો, તે તા ૨૭ મી સપ્ટેમ્બર ૧૮૮૬ ને રોજ આવ્યો હતો માસ આઠ પછી તુર્ત જ લેલી સાહેબે મને ખુદાવિંદ નામદાર મહારાણા સાહેબ બહાદુરની સલામે બોલાવ્યો ત્યા સલામ બાદ વનસ્પતિ સબંધી થોડીક વાતચિત થયા પછી ખુદાવંદ નામદાર મહારાણા સાહેબ બહાદુરે મને ફરમાવ્યું કે **તમને ઝાડ પાનનો ઘણો શોખ છે એમ અમને મેકનોટન સાહેબે કહ્યું છે. હવે તમે આપણા બરડા ડુંગરમાં સારી પેઠે શોધ કરો. શું ? તેમાં જડીબુટ્ટી ઘણી છે. પણ તે ઓળખવી જોઇએ. ”** ખુદાવિંદ નામદાર મહારાણા સાહેબ બહાદુરના આ પહેલા જ માનના શબ્દો મે માન દરબારમાં હમેશાને માટે લખી રાખ્યા બાદ ના ૧ ઓક્ટોબર ૧૮૮૬ ને રોજ સવારમા મને ઓચિંતો લેખિત હુકમ મળ્યો કે તમારી નિમણુક ‘ ક્યુરેટર ઓફ ફોરેસ્ટસ એન્ડ ગાર્ડન્સ ’ ના

હોદ્દાથી આ સ્વસ્થાનમાં કરવામાં આવી છે. આ હુકમ લઇ લેલી સાહેબ પાસે ગયો અને વિનતિ કરી કે 'સાહેબ, હું નોકરીમાં અહીં ફસાઇ જઇશ તો હાલ હું મુંબઇમાં પંડિત **ભગવાનલાલ ઇન્દ્રજી** અને ડૉ. **સખારામ અર્જુન**ના સહવાસમાં રહી વનસ્પતિનો અભ્યાસ કરું છું તે રહી જશે.' જે પરથી તેઓ ખડખડ હસ્યા, અને મને અંગ્રેજીમાં કહ્યું કે:—

"Well, never mind; we have given you a congenial work, I think. Please do your work and you will find an interest in it. Your knowledge of plants should now be put to some practical and useful work. વારુ, *ચિન્તા નહિ;* હું ધારું છું કે અમે તમને સંગીન કામ આપ્યું છે. ભલા થઇને કામ કરવા માંડો એટલે તમને તેમાં રસ પડશે. ઝાડપાન વિષેનું તમારું જ્ઞાન હવે કંઇક સક્રિય અને ઉપયોગી કામમાં લગાડવું જોઇએ.'

"આથી હું શરમાઇ ગયો, ને નોકરીમા રહી ગયો; તે ૧૫ વર્ષ જંગલ ખાતાની અને ૪ વર્ષ ટ્રેઝેરીની નોકરી કરી તા. ૧ લી ડિસેમ્બર ૧૯૦૪ થી હું મારી મેજે પેન્શન પર સ્વસ્થાનની નોકરીથી મુકત થયો છું." (વનસ્પતિશાસ્ત્ર, પ્રસ્તાવના, પા. ૬)

પગાર માટે લેલી સાહેબે બર્ડવુડને પૂછાવ્યું હતું. બર્ડવુડે જયકૃષ્ણભાઇ ઉપર આ વિષે લખી જણાવ્યું હતું, "I have told Mr. Lely that Jayakrishna is worth than Rs. 200 per month. મી. લેલીને મેં લખી જણાવ્યું છે કે મી. જયકૃષ્ણની લાયકાત માસિક રૂ. ૨૦૦ થી વધારે છે." મહિના આખરે કારકુન પગાર બીલ તૈયાર કરતી વખતે જયકૃષ્ણભાઇનો પગાર શો મૂકવો એ પૂછવા લેલી સાહેબ પાસે ગયો. લેલી સાહેબે 'જયકૃષ્ણભાઇ જે કહે તે પગાર લખજો' એમ કહ્યું. કારકુન જયકૃષ્ણભાઇને પગારનું પૂછવા આવ્યો. જયકૃષ્ણભાઇએ કહ્યું, "હું કંઇ પગાર માટે અહીં આવ્યો નથી હું તો કામ કરવા આવ્યો છું. જેવું મુંબઈ કામ કરતો હતો તેવું અહીં કરૂ છું. એમા પગાર શાનો? હું કંઇ નોકર નથી." છેવટે પગાર બીલ લેલી સાહેબ પાસે ગયું અને લેલી સાહેબે મહિનાના રૂ. ૧૦૦ પગારના લખ્યા. જયકૃષ્ણભાઇને આ રકમ ઘણી ઘણી મોટી લાગી અને તે પણ હવે અહેંજ પલાળ્યા.

## અજબ કર્તવ્યનિષ્ઠા.

યુરોપિયન મિત્રોના સહવાસથી જયકૃષ્ણભાઈ ઘણું નવું શીખ્યા હતા. તેમનો ઉદ્યોગી સ્વભાવ, નિયમિતપણું અને કામ કરવા અને લેવાની શક્તિ, આ ત્રણ ગુણ ઘણાખરા યુરોપિયનોમાં જોવામાં આવે છે. જયકૃષ્ણભાઈએ યુરોપિયન મિત્રોની વાદર નમન ન કરતાં આ ગુણો ઠીક પ્રમાણમાં જીવનમાં ઉતાર્યા હતા. આને લીધે જ તે નોકરી દરમિયાન સ્ટેટને માટે ઘણું કામ કરી શક્યા. આપણા લોકોમાં લાંચ રૂશ્વત લેવાનો એક મોટામાં મોટો દુર્ગુણ છે અને જે કામ તેમને સોંપવામાં આવ્યું હોય છે તે ધીમે ધીમે અને મનસ્વી રીતે કરવાની તેમની વૃત્તિ હોય છે. જયકૃષ્ણભાઈનો સ્વભાવ પ્રથમથી જ ઉદ્યોગી અને ખંતીલો હતો. જે કામ હાથમાં લેવું તે સારામાં સારૂં કરવાનો તેમને શોખ હતો. એમનું એક સૂત્ર હતું—અને તેમણે તો તે અજબ રીતે પાળી બતાવ્યું છે—કે Either work yourself, or see that the work is being done. કાં તો જાતે કામ કરો, અથવા બીજા કામ કરે છે કે નહિ તે બરાબર તપાસો.

પોરબંદર નોકરી ઉપર ચડતાં વેંત જ તેમણે કામ જોવા માંડ્યું. બરડો ડુંગર ફરી આવ્યા. ત્યાંના બ્હારવટિયાઓને મળ્યા, બીજા લોકોને પણ મળ્યા. દરેક આગળમગીચા જોઈ વળ્યા. માળીઓ અને બીજા નોકરોની મુશ્કેલીઓનો અભ્યાસ કર્યો. જે મુશ્કેલી જણાય તે [illegible] લેલી સાહેબને કહી જણાવતા. લેલી સાહેબ વ્યવહારુ ( Practical ) માણસ હતા. માણસની કદર કરવાનું તેમને સમ્યગ્ જ્ઞાન હતું. આવા કદરદાન માણસની દૃષ્ટિએ જયકૃષ્ણભાઈ છાના ન રહ્યા. ટૂંક સમયમાં જ જયકૃષ્ણભાઈની કર્તવ્યનિષ્ઠાથી લેલી સાહેબ ખુશ થઈ ગયા અને મિત્રની માફક તેમને આગળ વધવામાં સહાય આપવા લાગ્યા.

## લેલી સાહેબ.

પોરબંદરમાં ઘણાય એડમિનિસ્ટ્રેટરો થઈ ગયા, પણ તે બધામાં લેલી સાહેબનું સ્થાન ઉચ્ચ અને અનોખું જ છે. લેલી સાહેબ એટલા ભલા હતા કે ત્યાંના [illegible] ની ગઈ મનો બેઠી એમ તેના આપણામાં જોવામાં આવે છે. આવું [illegible] લેલી સાહેબની દીર્ઘદૃષ્ટિ સ્ટેટની સમૃદ્ધિ [illegible] પણ કેમ સુખી અને સમૃદ્ધ થાય તે જોતા રહેતા. તેમની

કાળજી અને અંતરથી દરેક Subordinate—હાથ નીચેના માણસ—ને માટે દયા : આ ગુણોને લીધે તે બહુ જ લોકપ્રિય થઈ પડ્યા હતા. દરેક ઓફિસર શું કામ કરે છે તે તેમની ધ્યાન બહાર ન હોય. રાજવાડી બાગમાં માળીઓ કેવું કામ કરે છે કે આદિત્યાણા ઉપર ખરપની દેખરેખ કેવી રહે છે, રબારીઓને શાં સુખદુઃખ છે : એ બધાનું તેમને સરસ જ્ઞાન હતું. લેલી સાહેબે જયકૃષ્ણભાઈને જંગલનું કામ કેમ લેવું, આગળ કેમ ધપાવવું તે શીખવવા માટે એક ઓર્ડર લખ્યો હતો. હું આને ઓર્ડર નથી માનતો, કોઈ પણ ન માને. એક શુભેચ્છક મિત્ર પોતાના મિત્રને જાણે કે શીખવતો ન હોય એવો તે પ્રથમ ઓર્ડર છે. જયકૃષ્ણભાઈએ એ ઓર્ડરને કાળજીપૂર્વક સંઘરી રાખેલો અને તેને વાંચીને પોતે હર્ષાશ્રુ અનુભવતા. આ આખો ઓર્ડર અંગ્રેજીમાં છે. અહીંઆં તે આખો ન આપતાં હું તેનો થોડો ભાગ જ આપું છું. આ ઉપરથી લેલી સાહેબની કામ લેવાની ખૂબી સ્પષ્ટ જણાઈ આવશે.

"The first object of the Forest Department is to set apart land for the growth of trees (1) for fuel; (2) *For manufacturing and building purposes.. It will* be necessry to preserve this land from all cattles and to make the cuttings of woods from time to time; also to take care of the grass.

"Another difficulty is the Rabaris. These men take their cattle about and damage the crops. Therefore they must be checked. But on the other hand the production of ghee and wool is useful to the state and should be encouraged. The Forest Curator should study the wants of these people. He should find out where they live and what sort of bundobast should be made for them.........

"The Curator should study the wants and talk much with the people and form an opinion about them.

"The object is to form good forests, and to protect the cultivators without being unjust to the Rabaris."

આ આદર્શથી જયકૃષ્ણભાઇને નવી દૃષ્ટિ મળી. રબારીઓ સાથે તે ખૂબ જ સંસર્ગમાં આવવા લાગ્યા, રબારીઓની ભાષા શીખી લીધી, તેમના આચાર વિચાર જાણી લીધા, તેમની સાથે બેસીને વાતો કરી, તેમની સાથે રહીને તેમની માફક જ ધાસ કાપ્યું અને ઢોર જો બગાડ કરે તો તમને પોતાને જ નુકશાન છે, એમ સમજાવ્યું.

## રબારીઓ સાથે.

રબારીઓ જંગલોને નુકશાન કરતા હતા એટલે શરૂઆતમાં તો તેમને ખૂબ કડક થવું પડયું હતું. સહેજ દાબ બેસાડવાને માટે કોઇ કોઇ વખત રબારીઓને માર્યાં પણ હશે–હતા પણ આ ક્ષણિક દાબ બેસાડવાની પાછળની પાછળ અપાર દયા તેમનામાં હતી,એ તો હવે રબારીઓને જઇને પૂછનારઓને સમજાય. સાવ જડભરત અને જંગલી રબારીઓને વશમાં રાખવાનું કામ કેટલું મુશ્કેલ છે તે તો બરડામાં ફરનાર જ જાણી શકે. રક્ષિત જંગલોમાં રબારીઓ રાતોરાત ઢોર છોડી મૂકે અને તેને નુકસાન પહોંચાડ, રક્ષિત ચરીને વાટી જાય, અને એવી જ બીજી ધાધલને પહોંચી વળવા માટે શરૂઆતમાં કડકાઇની જરૂર હતી જ, એ વિચારશીલ વાચક સમજી શકશે. આને માટે શરૂઆતમાં અર્ધી રાત્રે ઊઠીને પોતે જંગલમાં ભટકવા નીકળી પડતા. ઢોરોને પકડતા. રબારીઓ નાશી જાય તેની પૂંઠ લેતા કેટલીક વખતે ધામમાં ભરાઈ જઇને તેમને પકડતા. આના પરિણામે લોકો જયકૃષ્ણભાઇનું સાવધાનપણું એટલે સુધી જાણી ગયા કે એક પાન હાલતા પણ લોકોને જયકૃષ્ણભાઇ હોવાનો ભાસ થતો.

એક વખત એક રબારી એક રક્ષિત ( Reserved ) જંગલમાં ઢોર ચારતો હતો. જયકૃષ્ણભાઇને ત્યાં આવતા જોયા કે તે રબારી ઢોરોને ત્યાંથી હાંકવા લાગ્યો. જયકૃષ્ણભાઈ ત્યાં આગળ આવી પહોંચ્યા એટલામાં તો ઢોર તે હદમાંથી નીકળી ગયા હતાં તેમ છતાંય જયકૃષ્ણભાઈ ત્યાં આવ્યા એટલે રબારી હાથ જોડી કહેવા લાગ્યો, "બા ! તારો ધણી કર્યો છે, તારે જે દંડ કરવો હોય તે કર." જયકૃષ્ણભાઇને ખબર ન હતી કે આ ઢોર રક્ષિત ભાગમાં ચરતા હતા, એટલે તે બોલ્યા કે "તું હવે તારો ગુન્હો કબૂલ કર પણ ત્યાં સુધી મેં જાતે તે જોયું નથી ત્યાં સુધી હું તને કંઈ જ નથી કરવાનો.' આમ છતાં પણ રેવો રબારી કહે કે "ના બાપુ ! એમ તો કંઈ બને ? નાથ, પગે પડીને

પંચક્યાસ કરાનીએ " છેવટે એ રબારીએ પોતાની ગજીખુશીથી બે ત્રણ રબારીઓએ જે કહ્યુ તે ભરી આપ્યુ

આ લેખક વનસ્પતિશાસ્ત્રનો અભ્યાસ કરવા માટે પોરબંદર જયકૃષ્ણભાઇ પાસે ગયો હતો ત્યારે તેમની સાથે બરડામા રખડ્યો છે. ઘણાયે રબારીઓ સાથે જયકૃષ્ણભાઇ વાતો કરતા તે અનુભવ્યું છે. તે વખતે જયકૃષ્ણભાઈ કાને બહુ ઓછુ સાંભળતા છતાયે રબારીઓ મને કહેતા હતા કે " ભાઇ ! આવો અમલદાર બીજો થયો નથી અને થશે પણ નહિ તેણે અમને ઘણાને માર્યા છે, પણ તેણે અમારી પીઠ ઉપર પાટુ મારી છે, પેટ ઉપર કદિ નહિ અમારે ત્યા આવે ત્યારે બધા બચ્ચાને ભેગા કરીને તેમની સાથે વિનોદ કરે અને પૈસો પૈસો વહેંચે બરડાના બધા રબારીઓ તેને ઓળખે છે બરડાનુ એકેએક ઝાડ તે ઓળખે છે બહુ ભલો આદમી ! કોઇની પાઇ લે નહિ અને કોઇની પાઇ છોડે નહિ એની સાથે ચાલતા તો અમે પણ થાકી જતા હતા એવી તાકાત એનામા તે વખતે હતી " મારી સાથે વાત કરતો જુએ એટલે મારી તરફ વળીને પૂછે, " કા ભાભા ! શું કહે છે ? કાઇ ગાળ બાળ તો નથી ભાડતો ને ? " પેલો રબારી હસતો હસતો બાળકની માફક પાસે જઇ પગે લાગી પડે અને પછી કાન આગળ મો લઇ જઇ મોટેથી કહે, " બાપા ! તારા તો અમે છોરા થઇએ તને ગાળ ભડાય ? આ તારા પરતાપે તો અમે સુખી છીએ "

બધા વિનોદો અને બધી રસિક વાતચિતો અહીં ન અપાય રબારી ઓની વાતો, તેમના રીતરિવાજો, તેમનો પોશાક, તેમના વહેમો, તેમના ઘરેણા, તેમનું શૌર્ય અને સાહસિકતા આ બધાના વર્ણનો જયકૃષ્ણભાઇ એટલી મરમ રીતે કરી શકતા કે ઘડીભર આપણે જાણે રબારીઓની અંદર જ–તેમના નેસમા–ન હોઇએ એવો ભાસ થતો. તેમણે ધાર્યું હોત તો રબારીઓ વિષે સુપર રૉયલ સાઇઝના ૫૦૦–૭૦૦ પાનાનો એક ગ્રથ લખી શકત. આ રબારીઓમા શૌર્ય અને હણુ, તેમ જ શુભ વગેરેનો તે મબધ આરોપતા.

અને રબારીઓ જેવી કૃતજ્ઞ કોમ પણ આવા ભલા માણસને કંઇ એમ ને એમ જવા દે ખરી ? જયકૃષ્ણભાઇની કદર હજી ગુજરાત, કાઠિયાવાડ કે કચ્છ તો કરે ત્યારે ખરા, પણ રબારીઓએ તો એ લ્હાવો

૮

ક્યારેનોય લીધો છે. બીજા કોઇએ જયકૃષ્ણભાઇને માનપત્ર આપ્યાં નથી. ફક્ત રબારીઓએ જ તેમને માનપત્ર (?) આપેલાં છે. અને આ માનપત્ર કંઇ કાગળ ઉપર લખીને નહિ, ચાંદીની કાસ્કેટમાં નહિ. પણ તેમની પોતાની સાદી સરળ રીતે જ. તેઓ જયકૃષ્ણભાઇને 'જંગલી' એટલે જંગલોના ઉપરી કહેતા. આવા જંગલીને રબારીઓએ ૩ વસ્તુઓ માનપત્રમા આપેલી : (૧) લાકડાનું કડું. આ કડું કોઇ વેલાનું બનાવેલું છે. રબારીઓ માને છે કે કોઇ ઢોરને શીતળા કે એવો કોઇ ચેપી રોગ થયો હોય તો તેના ઉપર આ કડું ફેરવવાથી એ રોગ મટી જાય છે. (૨) લાકડાની એક લાકડી. એમાં પણ આવી જ કંઇક ગેબરી માન્યતા છે. અને (૩) મને યાદ નથી રહ્યું. આ ત્રણેય વસ્તુઓને જયકૃષ્ણભાઇએ બહુ જ જતનપૂર્વક જાળવી રાખી છે. અને ન પણ કેમ જાળવે ? કયા ભલા પુરુષે માનપત્રોને ખૂણામાં ફેંકી દીધાં છે ?

અને આ જ રબારીઓએ તેમને 'વનસ્પતિશાસ્ત્ર' લખવામાં પણ ઘણી મદદ આપી હતી. રબારીઓને પૂછીપૂછીને તેમાં ઘણું લખવામાં આવ્યું છે. આ રબારીઓ વિષે બોલતાં એક વખત તેમણે મને કહેલું કે, "આ તમારા નેલ્સનો અને વેલિંગ્ટનોને ભૂલાવે એવા વીર બાળકો આ જાતિમાં પાકે છે. તમને હું એમની નિર્ભયતાની વાતો કરું તો તમે અજાયબીમાં ગરકાવ થઇ જાઓ. બિચારા કેવા ગરીબડી ગાય જેવા છે ! પણ જો રોષે ભરાય તો કોઇના નહિ. ધડથી માથાં જુદાં જ થાય. આ રબારીઓ મારે ત્યા હજુય આવે છે અને મને કહે છે, 'સાહેબ ! હવે તો અમલદાર અમને તેના આંગણામા પણ ચઢવા દેતો નથી. અમને ગંદા કહીને ભાંડે છે.' ભાઇ ! આપણા ઉજળા લોકો એ લોકોના તેલ સિંદુરથી ખરડાયેલા ગંદા કપડાંમાં રએને જંતુઓ હશે એમ કરે છે. પણ જંતુઓ તો આપણા લોકોના શરીરમાં છે, એમનાં કપડામાં નથી. કોઇ રબારી અહીં આવે તો મને મળ્યા વિના ન જાય. આપણે એમને ત્યાં ગયા હોઇએ તો એ લોકો બિચારા આપણે માટે અર્ધા અર્ધા થઇ જાય... ......પણ હવે તો આપણું જોઇ જોઇને તે પણ પાકા બન્યા છે......".

### પરમગહન એવા સેવાધર્મની અવધિ.

લૉલીસાહેબ જેવો કર્તવ્યનિષ્ટ સ્વામી (ખરી રીતે તો એ પણ એક મત્તાનાં સેવક જ હતા) અને જયકૃષ્ણભાઇ જેવા પરાયણ સેવક—આવી જોડી બહુ

જવલ્લે જોવા મળે છે. લેલીમાહેબ, મેં અગાઉ કહ્યું તેમ, ઝીણામા ઝીણી બાબતમા પોતે ધ્યાન આપતા હતા જયકૃષ્ણભાઇને લેલીમાહેબે ઝાડ વાવવાની વાત કરી અને ઝાડ સ્ટેટને કેટલા ઉપયોગી છે એ સમજાવ્યું, એટલે પછી તો પૂછવાનુ જ શું હોય ? જોત જોતામા પોરબંદરમા ઝાડ ઝાડ ને ઝાડ જ માલમ પડવા માડયા. કોઈ એક પાદડું મરખું તોડ તો તુર્ત જ એની ખબર લે, પાણી ન પાવામા આવ્યું હોય તો પાણી વાળાની ખબર લે, બકરા કે ગાડરા ઝાડ ખાઈ જતા હોય તો તેને પકડે અને ડબામા મોકલે—આમ એક ચિત્તથી ઝાડોની સંભાળ લેવા માડી. સડક ઉપર, આજુબાજુ, ઉડની રેતી અટકાવવા માટે સમુદ્ર કિનારે અને બીજે સ્થળે, બધે જ ઝાડ વાવ્યા અને પુત્રવત્સલ પ્રેમથી ઉછેર્યાં. ઉડતી રેતી અટકાવવા માટે ઠેરઠેર **જ્યુરી** ( કેસ્યુએરીના ) રોપી અને કેટલીક જગ્યા Strictly reserved બહુ જ સુરક્ષિત રાખી તેમા યથેચ્છ ઘાસ છોડ ઉગવા દીધા. પરિણામે અત્યારે તે જગ્યા ઉપર સુંદર હરિયાળા મેદાનો થયા છે. આવા રક્ષિત રાખેલા સ્થળોમા ઉગતા છોડવાથી દુષ્કાળ વખતે જયકૃષ્ણભાઇએ હજારો ઢોરોને જીવાડ્યા છે. **કાબસિ** નામનો છોડ, જે પોરબંદરની રેતાળ જમીનમા સમુદ્ર કિનારે ખૂબ ઉગે છે, તે ઉપર પોરબંદરના ઘણાં ઢોરોને જીવતા રાખ્યા હતા આવી જ રીતે બરડાના ઝાડપાનથી પણ ઘણા ઢોરોને દુષ્કાળ વખતે તેમણે જીવાડયા હતા. “ વનસ્પતિશાસ્ત્ર ” માથી આ વિષે ઘણી માહિતી મળી આવે છે

એક વખતે ( સંવત ૧૯૮૩ મા ) હું તેઓશ્રીની સાથે ફરવા ગયો હતો. સડક ઉપર વાવેલી ખજૂરીઓના નાના નાના છોડને બકરા ઘેટા ખાઇ રહ્યા હતા, એક ઠેકાણે જ્યુરીની એક શાખા કપાયલી લબડી રહી હતી, બીજે ઠેકાણે એક લીંબડાના ઝાડની અંતરછાલ કોઇ ઉખેડી ગયુ હતુ. આ બધુ જોઇને જયકૃષ્ણભાઇ દયાર્દ્ર ભાવે મને કહેવા લાગ્યા, “ ભાઇ ! હુ તમને શુ કહુ ? આ મારા બચ્ચાની આ વલે જોઇને મને શુ થતુ હશે તે તમે શુ સમજી શકો ? આ લીંબડાને મેં જાતે પાણી પાઇ ઉછેર્યો છે. આ ખજૂરીઓની આ દશા ? હુ હોઉં તો આ બધા જ ગાડરાને પકડી મગાવુ, અને મારી વખતે તો એડમિનિસ્ટ્રેટર પણ એવા જ હતા. એક પાન તોડેલુ લેલી માહેબ જુએ કે મને ખબર આપે અને ઠપકો આપે હું તુર્ત જ ત્યા પહોચી જાઉ અને બંદોબસ્ત કરી દઉં. લોકોને અંતરછાલ જોઇતી હોય તો પણ મને પૂછીને લે મારા વખતમા એક પણ ઢોર આમ રખડતુ તમે ન જુઓ. ” અને ખરેખર આમ બોલતી

વખતે તેમની આંખમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં હતાં. આ પ્રેમ, વૃક્ષો તરફની આ મમતા, અક્ષરોમાં મૂર્તિમંત થઇ ન શકે, જે જાતે જુએ તે જ તે જાણી શકે.

અત્યારે પોરબંદરમાં કોઇને પણ જઇને પૂછો કે આ બધાં ઝાડ કોણે વાવેલાં ? તુર્ત જ ઉત્તર મળશે કે ' જયકૃષ્ણભાઇએ ', બરડા ડુંગરનાં એકે એક ઝાડ તે ફરી વળ્યા હતા; અને વનસ્પતિશાસ્ત્રીઓને આકર્ષવા, જેને એ શાસ્ત્રનો અભ્યાસ કરવો હોય તેને સુગમતા કરી આપવા, બરડામાં એક બૉટેનિકલ ગાર્ડન પણ તેમણે બનાવ્યો હતો. એ બાગ હાલ નથી. એક બીડી પીનારે સળગતી બીડી પીને તેમાં નાખી હતી, એટલે તે બળીને ભસ્મીભૂત થઇ ગયો છે. આ બાગ માટે તેમને ભારે મમતા હતી. પોતાની વૃદ્ધાવસ્થામાં આ બાગમાં જઇને, ત્યાં આગળ એક મઢુલી બાંધીને રહેવાનો તેમનો વિચાર હતો. એક બીડી કેટલું નુકસાન કરી શકે છે તેનો ખ્યાલ આપણા બીડી પીનારાઓને ઓછો જ હોય છે, નહિ તો સળગતી બીડી ફાવે ત્યાં ન કેં કે

આ સાથે રાજ્યમાં પણ સારી પ્રીતિ સંપાદન કરેલી. **जनपदहितकर्ता त्यज्यते पार्थिवेन्द्रैः** એ કહેવત તેમણે ખોટી પાડી. તેઓ પરમ રાજ્યભક્ત હતા અને રાજાને દેવતુલ્ય માનતા. કોઇ પણ રાજાના અવગુણ તે ભાગ્યે જ જોતા, એકાદ ગુણ જોઇ તેની તે સ્તુતિ કરતા. આ રાજભક્તિને માટે તેમણે ઘણું વેઠ્યું પણ હતું

એક વખત ટ્રેનમાં સ્વ. લાલશંકર ઉમિયાશંકર તેમને મળી ગયા. જયકૃષ્ણભાઇ વનસ્પતિશાસ્ત્રનું મૅન્યુસ્ક્રિપ્ટ લઇને મુંબઇ જતા હતા. લાલશંકરભાઇએ તે જોયું અને ' ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તમને તે છપાવી આપશે ' એમ કહ્યું. ' પણ અર્પણપત્રિકા આ નહિ ચાલે ' એમ કહ્યું. " અર્પણપત્રિકા નહિ, તો આ પુસ્તક પણ નહિ, " એમ કહી તેમણે તે પુસ્તક ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીને ન આપ્યું અને પોતાની ગાંઠના પૈસા ખરચી સ્ટેટ મારફતે છપાવ્યું. પોતે કેવા ચુસ્ત રાજ્યભક્ત હતા તે આ ઉપરથી સમજાશે.

### પ્લેગ વખતની સેવા.

સંવત ૧૯૫૪ ના સાલમાં પોરબંદરમાં પ્લેગ ફાટી નીકળેલો. આ પ્લેગ વખતે જયકૃષ્ણભાઇએ પોતાની રાજીખુશીથી પોતાની સેવા ડૉક્ટરોને ચરણે ધરી દીધી. ચેપની જરા પણ પરવા કર્યા વિના રાતદિવસ તે ગામમાં ઘૂમતા હતા

અને લોકોને દવાદારૂ તેમ જ બીજી સગવડો આપતા હતા લોકો મરેલા ઉંદરોને ગમે ત્યા ફેંકતા તેમને તે બાળી દેવાનું કહેતા અને કેમ બાળવો તે જાતે બતાવતા પ્લેગ વખતની તેમણે નોંધ (નોટસ) રાખેલી છે તેમા (વૈદ્યકીય દૃષ્ટિએ) ઘણી ઉપયોગી બાબતોનો સગ્રહ છે ગઠિના સ્થાન, તેની દવાઓ, સારવાર, અમુક કેસો બગડેલા તે શા કારણથી ? ઇત્યાદિ ઇત્યાદિ નિરીક્ષણ બહુ સારી રીતે કરેલું છે

## "ધોડાકુન"ની શોધ.

સમસ્ત વૈદ્યકીય જગત જયકૃષ્ણભાઇની આ જડીબુટ્ટીની શોધ માટે ઋણી રહેશે આ ઘટના કેવી રીતે બની તેનો રસિક અહેવાલ તેમના પોતાના જ શબ્દોમા અત્રે આપુ છુ

"આશરે માતેક વર્ષ પર એક જૈન સાધુએ એક જડીબુટ્ટીના આશરે ૨ ઇચ લાબો અને ૧॥ ઇચ પહોળો કકડો પોરબદર પાજરાપોળના મરહુમ મેનેજર શેઠ જેચંદ સાવડીઆને આપેલો હતો અને ગમે તેવી ગાઠ ઉપર તે ચોપડવાથી ગાઠ ફૂટી જાય છે, અને આરામ થાય છે એમ તેને કહ્યું હતું. આ સાધુ અહીંથી ચાલ્યા ગયા બાદ કેટલેક મહિને, કમનશીબે પોરબદરમા સંવત ૧૯૫૪ ની સાલમા પહેલી મરકી આવી, ત્યારે મરકીની ગાઠ ઉપર શેઠ જેચંદ સાવડીઆએ એ જડીનો ઉપયોગ કરેલો, ને તેથી ચાર પાચ શખ્સોની ગાઠો ફૂટી દરદી સારા થયા પછી જ્યારે એ જડીનો માત્ર ૦॥ ઇચ જેટલો કકડો બાકી રહ્યો ત્યારે તેણે તે વખતના અહીના ચીફ મેડિકલ ઑફિસર રા. સા ડાક્ટર હરી શ્રીકૃષ્ણ દેવને એ કકડો દેખાડયો અને તેના ગુણ સબધી વાત કરી, ત્યારે તેઓ સાહેબે શેઠ જેચદ સાવડીઆને મારી પાસે એ જડીના કકડાની પરીક્ષા કરાવા મોકલ્યા આ જડી સૂધતા જ મને ઘોડાકુનના મૂળીયા જેવી વાસ આવી (આથી પહેલા ઘોડાકુનનુ મૂળીયુ મારા સૂઘવામા આવેલુ હતુ, અને મે પોતે તે નખવડા ઉપર લગાડેલુ હતુ એક વાળાના દરદીને વાળાના મોઢા ઉપર ચોપડવા આપેલુ હતુ તેથી જો કે તાણ વધારે જણાઇ હતી, તો પણ વાળો ઘણો મહાન નીકળી આવ્યો હતો, ને સોજો ઓછો થઇ ગયો હતો ) તે ઉપરથી ઘોડાકુનનુ મૂળીયુ આ સ્વસ્થાનના નવા બાગમાથી કઢાવી એ જડીના કકડા સાથે તેની વાસ, સ્વાદ ને તેનો આડો કાપ આઇગ્લાસથી જોઇ મેળવતા સરખા લાગ્યા તે પરથી ઘોડાકુનના મૂળનો એક મોટો કકડો શેઠ જેચદને

એ જ રીતે વાપરવા આપ્યો. અને ડૉ. દેવ અને કમ્પાઉન્ડર મી. નરોત્તમે તેમ જ આસિસ્ટંટ ડૉકટર મી. મણિશંકરે પણ પ્લેગની ગાંઠ ઉપર ઘોડાકુનનું મૂળ અજમાવતા તેની સારી અસર જોવામાં આવી હતી એ વખતની મરકી વખતે ૬૫ ખારવા, ૪ ભોઇ, ૬ તરીયા, ૨ ગોધી, ૬ મતવા, ૪ બ્રાહ્મણ ને ૧૦ લુવાણા સારા થયા હતા. બીજી સંવત ૧૯૫૬ અને ત્રીજી સંવત ૧૯૫૮ ની મરકી વખતે પણ પ્લેગવોર્ડ ડૉ. નરોત્તમે અને મી. ગોરધને ઘોડાકુનનાં મૂળ પ્લેગની ગાંઠો પર ચોપડવા વાપરેલા તેથી ઘણી ગાંઠો સારી થઇ હતી. આ ઘોડાકુનના મૂળ મરકીની ગાંઠપર ચોપડાય છે એ વાત ઘણા લોકોની જાણમાં આવવાથી લોકો પોતાની મેળે પણ આના મૂળીયા લાવી ગાંઠો ઉપર લગાડતાં.

"આ ઘોડાકુનના મૂળીયા હાલ ગઇ ૧૯૦૨ સાલે ડિસેમ્બરમાં અમદાવાદમાં ભરવામાં આવેલા પ્રદર્શનમાં મૂકવામાં આવેલા હતા, અને તે જોવા આવનાર ઘણાક વૈદ્યો અને બીજાઓને એ મૂળનો ગુણ મરકી ઉપર કેવો છે તે સમજાવવામાં આવતું હતું. અજમાયશ માટે એ મૂળીયાં વડોદરા કલાભવનમાંના માસ્તર મોતીલાલ છોટાલાલ ત્રવાડીને અને સુરતના એક ગૃહસ્થને આપવામાં આવેલા. તેમાંથી વડોદરાવાળા માસ્તર મોતીલાલ પોતાના તા ૧૨-૧-૦૩ ના પત્રમાં લખે છે કે મૂળ પાણીમાં ઘસી ગાંઠ ઉપર ચોપડવાથી ૧૦ કેસ સારા થયા; અને સુરતથી ખબર મળી છે કે આ ચોપડવાથી ૮ કેસ ખરેખર સારા થઇ ગયા છે. આ બન્ને ગૃહસ્થોએ વધારે મૂળ મંગાવતા મોકલી આપવામાં આવેલ છે.

"તાજાં મૂળને પાણીમાં ઘસી તેને ચંદનની માફક ગાંઠ ઉપર ચોપડવું તથા ગાંઠની આજુબાજુ જ્યાં સુધી સોજો હોય અગર જ્યાં લાલ થઈ હોય તેટલા સુધી ચોપડવું. આ લેપ સૂકાયા પછી તે તાણ કરે છે ને તેથી ફેલાયેલો સોજો અગર ગાંઠ ઘણું કરી એક મધ્ય બિંદુએ આવી ઉપર આવતી જાય છે. જેમ જેમ ગાંઠ ઉપર નીકળતી આવે છે તેમ તેમ આજારી બેશુદ્ધિમાં હોય તો શુદ્ધિમાં આવતો જાય છે. આખરે ગાંઠ પાકી ફૂટી જાય છે.. ..."*

આ છોડનું લેટિન નામ Withania somnifera વીથેનીઆ સોમ્નીફેરા છે. એ ધંતુરાના વર્ગની ( Natural order solanaceæ ) વનસ્પતિ

* "વનસ્પતિશાસ્ત્ર" ભાગ ૧ પાન ૧૫૧ તેમ જ પોરબંદર સ્ટેટ ગેઝેટની જાહેર ખબર

છે બજારમા મળતી ઘોડાઆમન કરતા જુદી જ વનસ્પતિ છે અને લગભગ ઘણી ખરી જમ્યાએ ઊગેલી જોવામા આવે છે

એકાદ નાના ચકા મૃગીયાના કકડા ઉપરથી તે શાનુ મૂળ છે એ પારખવુ કેટલુ સૂક્ષ્મ નિરીક્ષણ માગે છે તે વાચકો સમજી શકશે જયકૃષ્ણભાઇ આવી રીતે ઘણી ખરી વનસ્પતિના મૃગીયા ઓળખતા ઉભો ચામ કરી તેના વર્તુલો ( rings ) જોઇને તેમ જ સ્વાદ, રગ રૂપ વગેરે ઉપરથી તે તુર્ત જ નમુનો ઓળખી શકતા આવી અજબ ઓળખાણ બહુ ઓછાને જ હશે !

આ એક જ શોધ ઉપરથી જયકૃષ્ણભાઇએ કેવી ઉપયોગી શોધ કરી છે તે બધા સમજી શકશે યુરોપ અમેરિકામા આવી શોધ કરનારને કરોડો રૂપીઆ મળ્યા હોત બાવલા ઉભા થયા હોત અને તેના નામ પાછળ કોઇ સ્મૃતિચિહ્ન પણ ખડ થાત પણ જયકૃષ્ણભાઇને નથી કોઇએ આ શોધ માટે માનપત્ર આપ્યુ, કે નથી કોઇએ રાતી પાઇ આપી અને આપે તો તે લે એવા પણ ક્યા હતા ?

પ્રસગોપાત એક વાત અહી કહી દઉ ઘણાય સજ્જનો જયકૃષ્ણભાઇ ઉપર પોતાને કોઇ સાધુ સન્યાસી કે જતિએ આપેલી જડીબુટ્ટીનો નહિ જેવો નમુનો મોકલી આપતા આપણા લોકોમા સાધુ સન્યાસીઓના વચનો ઉપર અજબ વિશ્વાસ રાખવામા આવે છે હુ કહુ તેના કરતા સાધુ સન્યાસી કહે તેનુ વજન વધારે પડે છે એટલે એ જડીબુટ્ટીનુ નામ મેળવી લેવા ઘણા અધીરા થતા અને થાય તેમા આશ્ચર્ય પણ નહિ ! આ બધાને જયકૃષ્ણભાઇએ તે નમુનાઓ ઓળખી આપ્યા છે અને હજારોના આશીર્વાદ લીધા છે અને આ બધુ કેવળ પરોપકાર દૃષ્ટિએ જ કરવામા આવતુ એ વાચકો ધ્યાનમા રાખે વૈદ્ય ' સતક મા આવા રૂપાને નમનાઓની શકાઓ તેમણે લખી મોકલી છે તેમના પત્રો પણ હજી મોજૂદ છે

## પૂના ગયા

પોરબદરમા નોકરી ઉપર ચડયા પછી થોડા વર્ષો બાદ લેલી સાહેબે જયકૃષ્ણભાઇને Forestry-વનવિદ્યા ના વધુ અભ્યાસ માટે પૂના મોકલ્યા હતા ત્યા આગળ પણ ' બોટની તો હોય જ ત્યા તેમના ઉપરી વિદિ અને સાહેબને તે Botany શિખવાડતા ઘાસના જાત જાતના નમુનાઓ પણ તે

સાહેબને જયકૃષ્ણભાઈએ ઓળખાવેલા. બાર માસમાં ફોરેસ્ટ્રી શીખીને તે પાછા પોરબંદર આવી ગયેલા. આ જ્ઞાનનો તેમણે ઘણો જ સરસ ઉપયોગ કર્યો અને તે જ વખતથી તેમને ફોરેસ્ટ્રી એ કેટલો ઉપયોગી અને મહત્વનો વિષય છે તે સમજાયું. જંગલોનો આર્થિક તેમ જ સામાજિક દૃષ્ટિએ ઉપયોગ, વરસાદ સાથે તેનો ઘનીષ્ટ સંબંધ, ઇત્યાદિ વિષયો ઉપર તેમણે ઘણું સાહિત્ય વાંચ્યું અને તેમની પાસે 'વનસ્પતિશાસ્ત્ર' જેટલું એક ફોરેસ્ટ્રીનું પુસ્તક થાય એટલી છૂટી છવાઇ કરેલી નોંધો પણ હતી. "કચ્છની જડીબુટ્ટી" નામના તેમના પુસ્તકમાં આ વિષયનો સહેજ ઇશારો કરવામાં આવેલો છે.

"બરડા ડુંગરનો ચાર્જ લીધા પછી તુર્ત જ તે ડુંગરમાં ઉગતી ઘણી ખરી ઔષધોપયોગી વનસ્પતિના નમૂનાઓ એકઠા કર્યા; અને તે વનસ્પતિમાંથી નીકળતા રેસા, રંગની છાલ, ગુંદર આદિના નમૂનાઓનો પણ સંગ્રહ કર્યો. એ સંગ્રહ અને તેની સાથે વનસ્પતિ સંબંધીનો રિપોર્ટ ખુદાવિંદ નામદાર મહારાણા સાહેબ બહાદુર હજુર મુકવા મેં તૈયાર કરી લેલી સાહેબને આપ્યો. તે સંગ્રહ જોઇ અને તે હકીકતથી ખુદાવિંદ નામદાર મહારાણા સાહેબ બહાદુર ઘણા રાજી થયા હતા. ત્યાર પછી સ્વસ્થાનને ખર્ચે જંગલખાતાનું વ્યવસ્થિત અને વ્યવહારુ કામ શીખવા માટે લખનારને મુંબઇ અને પછી, મુંબઇ સરકારની પરવાનગીથી સરકારી જંગલખાતામાં મોકલવામાં આવેલો હતો. જ્યાંથી લખનાર બાર મહિનામાં કામ શીખી પાછો ફર્યો હતો."
(વનસ્પતિશાસ્ત્ર પ્રસ્તાવના. પા. ૬-૭)

## પ્રદર્શનો અને જયકૃષ્ણભાઇ

બરડા ડુંગરનો ચાર્જ લીધા પછી જયકૃષ્ણભાઇએ બરડામાં થતી ઘણી ખરી ઔષધોપયોગી વનસ્પતિઓના નમૂના એકઠા કરવા માંડ્યા. વનસ્પતિઓમાંથી નીકળતા રેસા (fibre-yielding plants), રંગના ઉપયોગમાં આવે એવી ઝાડની છાલો, ગુંદર, ફળ વગેરે અનેક ઉપયોગી વસ્તુઓ પણ સંઘરવા માંડી. દરેક પ્રદર્શનમાં "બરડા ડુંગરની વનસ્પતિઓનો સંગ્રહ" મોકલવામાં આવતો. મોટે ભાગે તો પોતે જ જતા. દરેક પ્રદર્શનમાં આ સંગ્રહ વિદ્વાનોનું ખૂબ ધ્યાન ખેંચતો હતો. નાગો ડોરી. કેતકીના રેસા, પીપરનું મરીયું, વગેરે નમૂનાઓની પોતે જ સમજ આપતા અને લોકોને તે ખરીદવા સખત ભલામણ કરતા. કેતકીના રેસાઓ જોઇને તો આપણી સરકાર

પણ ખુશ થઇ ગયેલા. ૧૮ મી તેમ જ ૨૦ મી ઇંડિયન નેશનલ કોંગ્રેસનાં પ્રદર્શનોમાં પણ પોરબંદરનો બરડા વિભાગ હતો અને તેને માટે ઘણાં માનપત્રો, પ્રસિદ્ધપત્રો અને ચાંદો મળેલાં. જયકૃષ્ણભાઇને આવી રીતે ૯–૧૦ સુવર્ણ પદો મળેલા.

આવી જ રીતે વૈદ્ય સંમેલન સાથે પ્રદર્શનો ભરાય છે તેમાં પણ જયકૃષ્ણભાઇને નિમંત્રણ મળતું. એવાં ઘણાં પ્રદર્શનોમાં પોતે પોતાના ખર્ચથી જતા અને વૈદ્યોમાં વનસ્પતિનો શોખ ઉત્પન્ન કરતા. સુંદર, મનમોહક નમૂનાઓ બતાવીને, કેટલાકના ગુણદોષ વર્ણવીને, કેટલાકની અજાયબી દર્શાવીને વૈદ્યોમાં વનસ્પતિશાસ્ત્ર માટે રસ ઉત્પન્ન કરતા હતા. આ સાથે ગાંધીના હાટનાં ઓસડિયાંના નમૂનાઓ પણ સાથે લઇ જતા અને ખરી વસ્તુઓ શી છે તે તેમને સમજાવતા. ત્રાયમાણ, તાલિસપત્ર, તમાલપત્ર, ઘોડાઆસન અને ઘોડાકૂન, પારસીઓનો હોમ અને બીજા સોમથી ઓળખાતા છોડ, ઇત્યાદિ નમૂનાઓ તો હોય જ.

આવાં પ્રદર્શનો પછી ઘણા વૈદ્યોએ તેમ જ શોખીન ગૃહસ્થોએ તેમની પાસેથી ઘણી પૂછપરછ કરેલી, નમૂનાઓ મંગાવેલા અને પોતાનાં દરદો લખીને દવાઓ પણ મંગાવેલી. બરડો પ્રસિદ્ધિમાં આવ્યો છે તેનું કારણ પણ જયકૃષ્ણભાઇ જ.



વર્ગ ( Natural Order ) ની ૬૧૧ વનસ્પતિના વર્ણનવાળું આ પુસ્તક છપાઇને બહાર તા ૯ મ ૧૯૧૦ મા આવ્યુ.

આ પુસ્તક 'વનસ્પતિશાસ્ત્ર" કોઇ પણ અંગ્રેજી પુસ્તક ઉપરથી તૈયાર કરવામા નથી આવ્યુ. દરેક વનસ્પતિનુ વર્ણન તે વનસ્પતિ પાસે જઇને ત્યા બેસીને જ લખવામા આવેલું છે. પાછળથી એ વર્ણન અંગ્રેજી પુસ્તકોના વર્ણન સાથે મેળવવામા આવેલું છે. આ પુસ્તકમા ગુણદોષ અને ઉપયોગ લખવામા આવ્યા ન હોતા, કેવળ વનસ્પતિનું સંપૂર્ણ વર્ણન જ લખવામા આવેલું, એટલે યુરોપના પ્રસિદ્ધ ફ્લોરાની ઢબે જ આ પુસ્તક લખાયુ હતુ પણ સ્વ ઇચ્છારામ સૂર્યરામે અને બીજાઓએ તેમને કહ્યું, "આવુ પુસ્તક ગુજરાતીમા બિલકુલ નહિ ખપે સાથે તમે તેના ગુણદોષ અને કઇ કંઇ ટુચકાઓ ઉમેરો તો જ તે ખપશે અને ઉપયોગી બનશે" આ ઉપરથી દરેક વનસ્પતિના ઉપયોગ પાછળથી ઉમેરવામા આવ્યા અને ખરેખર જો ઉપયોગ આપ્યા નહોત તો વનસ્પતિશાસ્ત્રની અત્યાર સુધીમા ભાગ્યે જ પૂરી ૫૦૦ નકલ પણ ખપી હોત.

આ પુસ્તક લખતી વખતે જયકૃષ્ણભાઇ પાસે અંગ્રેજી પુસ્તકો સિવાય બીજા પુસ્તકો નહોતા વનસ્પતિની પરિભાષા પણ તેમણે નવીન જ યોજવાની હતી આ પુસ્તક લખવામા જયકૃષ્ણભાઇને કોના તરફથી અને કેવી મદદ મળી તેનુ વર્ણન એમણે જ કર્યું છે "આવા વનસ્પતિ વર્ણનનુ પુસ્તક લખવામા અંગ્રેજ વિદ્વાનોને પુસ્તકાલયોની, વનસ્પતિના સૂકા નમૂનાઓના સંગ્રહોની, પોતાના જેવા અથવા પોતાથી વધારે જ્ઞાન ધરાવનારા એ જ વિદ્યાના વિદ્વાનોની અને બીજી ઘણી મદદ મળી શકે છે જ્યારે આ લખનારને કેવળ આ સંસ્થાનના બરડા ડુંગર, બરડાના ઝાડી અને સંસ્થાનમા ઉગતી વનસ્પતિઓની જ મદદ મળેલી છે આ વનસ્પતિઓએ જે મદદ આપી છે તે માટે લખનાર તેઓનો ખરેખર મોટો ઉપકાર માને છે, એટલુ જ નહિ પણ તેઓ વિષે લખનારને પ્રેમ અને પૂજ્યભાવ છે' ( વનસ્પતિશાસ્ત્ર પા ૫ )

આ ગ્રંથ ગુજરાતી સાહિત્યમા તો અપૂર્વ જ છે હિંદુસ્તાનની કોઇ પણ પ્રાન્તિક ભાષામા એના જોટો નથી અંગ્રેજીમા લખાયલા બોટનીના જ પુસ્તકો છે તેમા પણ કોઇ આ પુસ્તકની બરાબરી કરી શકે એમ નથી વર્ણનની ચોકસતા, સાદી સુગમ્ય શૈલિ અને અહીં તહીં વેરાયલા હૃદ્ય દુહાકવિતા વગેરેએ આ ગ્રંથની ઉપયોગિતામા ઔર વધારો કર્યો છે. પ્રત્યેક પાનનુ

"You will find something far greater in the woods than you will find in books. Stones and trees will teach you that which you will never learn from masters."

( St. Bernard )

"There is a tongue in every leaf,

A voice in every rill."

( S. Thomson )

"કેમ કે જેમ નાનાં બચ્ચાંને આપણે શુદ્ધ અંતઃકરણના પ્યારથી બોલાવીએ છીએ, તો તે પ્રસન્નતાથી આપણી સાથે વાતો કરે છે, તેમ વનસ્પતિનું પણ છે. જ્યારે એક વનસ્પતિને પ્રેમથી આપણી પાસે રાખી, બૃહદર્શક કાચથી તેના અવયવો અને તેની રચના ઈશ્વરની લીલા જોવાના ભાવથી તપાસીએ છીએ ત્યારે ખરેખર તેમાં તલ્લીન થઈ જવાય છે, અને તે વખતે અલૌકિક ઈશ્વરી આનંદથી આપણું હૃદય છલકાઈ જાય છે તે અવર્ણનીય છે એ મજા પ્રેમની લહેરની છે, અને તે વાચનાર કરતાં અનુભવનારને જ વિશેષ મળે છે. ડુંગરોમાં રખડવા, પથરા, કાંટા. ટાઢ, તડકા, વરસાદ, ભૂખ, તરસ આદિ કંઈ વસમાં લાગતાં નથી; ઉલટું એકાદ નવીન વનસ્પતિ જોવામાં આવી તો એ સઘળું પ્રેમમય થઈ જાય છે, એવો વનસ્પતિ જેવી ઈશ્વરી વસ્તુનો ઈશ્વરી પ્રભાવ છે. પણ તે "**ज.ने सा जाने**" અથવા કોઈ કાતિલ શાયરના બોલોમાં બોલીએ તો "**जानत है दरदो दरदीकी**"। વનસ્પતિશાસ્ત્ર-પ્રસ્તાવના પા. ૬

આવા પ્રેમથી જ જયકૃષ્ણભાઈ વનસ્પતિશાસ્ત્ર શીખ્યા હતા અને આવા પ્રેમથી જ તેમણે "વનસ્પતિશાસ્ત્ર" લખ્યું છે. અત્યારના ભણેલાઓમાં નથી હોતો આવો પ્રેમ કે નથી હોતી આટલી મક્કમતા! અને એટલે જ એમની વિદ્યા કેવળ તેમના જ ઉપયોગની અને તેમને ભાર રૂપ જ બને છે.

શાળા પાઠશાળામાં ભણીને નહિ, પણ કુદરત પાસેથી ભણી ભણીને જયકૃષ્ણભાઈ વનસ્પતિશાસ્ત્રમાં પારંગત થયા. એમને ભાષાની કેળવણી અંગ્રે

ઓછી મળી, એમન ઉપાધિઓના પૂછડા પણ એકેય નગેના નહિ છતાય અત્યારના પદવીધર વનસ્પતિશાસ્ત્રીઓનો મદ ઉતારે એવુ તેમનુ જ્ઞાન હતુ અનેક પદવીધરના એ ગુરુ હતા

એમના ગુરુ સ્વ ભગવાનલાલ હજી પણ કયા બહુ ભણ્યા હતા? છતાય ભલભલા વિદ્વાનોના ગુરુ બનવા જેવી યોગ્યતા તેમણે પોતાની જાત મહેનતે મપાદન કરી હતી અત્યારે તો એ વિષયની પણ શાળાઓ ખોલવામા આવી છે અને મધ્યામધ વિદ્વાનો તે વિષય ઉપર લખી છે પણ તેમાના કેટલાએ ભગવાનલાલભાઈ જેવુ નામ કરી બતાવ્યુ છે?

**सार तु सारस्वत जानीते नितरामसौगुरुकुल क्लिष्टो । मुरारि कविः ।** સરસ્વતીનો સાર ખરેખર ગુરુકુલના કિલષ્ટ જીવન વિના ભાગ્યે જ પમાય છે જયકૃષ્ણભાઈએ જે હાડમારીઓ વચ્ચે અને જે ધીરજથી વનસ્પતિશાસ્ત્રનો અભ્યાસ કર્યો તે ખરેખર અદ્ભુત છે આવી મુસીબતોમા ઘડાયેલુ તેમનુ જીવન તેથી જ ભવ્ય બન્યુ

## જ્ઞાનનો ફેલાવો.

સને ૧૮૦૪ મા પોતે નોકરી ઉપરથી ફારગ થયા અને એ પછીથી વનસ્પતિના શોખ લોકોને કેમ લગાડાય એની યોજનાઓ ઘડવા માડી આજ અરસામા વનસ્પતિશાસ્ત્ર નખાતુ હતુ પણ લોકોને વનસ્પતિઓ સાથે પ્રત્યક્ષ પરિચય થાય એવુ કરવા તે ઇચ્છતા હતા એટલે એમણે પોરબંદર ગેઝેટમા નીચે પ્રમાણે એ જાહેર ખબર છપાવી બહાર પાડી —

સર્વે લોકોને વિનતિ કરવામા આવે છે કે—પોરબંદર સ્વસ્થાનનો **બરડા** જડીબુટ્ટી માટે પ્રખ્યાત છે તેમાની જડીબુટ્ટીનો અભ્યાસ ૬૫ વર્ષ જગલ ખાતાના ઉપરી અધિકારી તરીકે નોકરી કરતા આ સેવકે જેટલો બન્યો તેટલો કર્યો છે માટે આ સ્વસ્થાનમા ઊગતી કોઈ પણ જડીબુટ્ટીનુ સ્થાનિક અને દેશી નામ બોટેનિકલ નામ તેના ગુણદોષ અને ઉપયોગ જાણવાની ઇચ્છા રાખનાર તાજો નમૂનો લઇ સવારમા ૮ થી ૧૦ વાગ્યા સુધીમા બુધ અને શનિવારે મેહરબાને મળને આવશે તો તે વિષેની માહિતી મફત આપવામા આવશે હાલ વરસાદ સાધારણ સારો થઇ જતા જડીબુટ્ટીની મોસમ છે

આ જાહેર ખબરનો લાભ કેટલાક પુરુષોએ લીધો પણ ખરો. "પણ એક હસવા જેવું એ છે કે, આટલે બધે સુધરેલે ને આગળ વધેલે જમાને પણ થોડાક ભોળાજનો કીમિયાના જિજ્ઞાસુ જણાયલા છે. તેઓ પૂછે છે કે કોઇ એવી જડીબુટ્ટી શોધી છે કે નહિ, કે જે પારો મારવામાં રામબાણ હોય? તાંબાની મહેંદ ભસ્મ થતી હોય? પારાની ગોળી બંધાતી હોય?' આવા ભોળા માણસોને જયકૃષ્ણભાઇ શો જવાબ આપે? તેમણે પોતે કીમિયો જાણવા ખાતર વનસ્પતિશાસ્ત્રનો રીતસરનો અભ્યાસ કર્યો ન હતો, એટલે એવાઓને પોતે નીચેનો ઉત્તર આપતા; "વનસ્પતિ રીતસર ઓળખવા કે જાણવાથી જ આ સ્વસ્થાનમાં જંગલખાતાની નોકરી પ્રભુકૃપાથી આ લખનારને મળી હતી, ને તે દરમિયાન જે પગાર મળતો તે આ લખનાર કીમિયો જ સમજતો હતો. માટે વનસ્પતિમાંથી કીમિયો બનાવવાના વિચારો એક બાજુ મૂકી તેનો વ્યવહારુ ઉપયોગ શો છે તે જાણવાનું આજને સમયે ઘણું જરૂરનું છે, માટે તેનો રીતસર અભ્યાસ કરવો જોઇએ" (વનસ્પતિશાસ્ત્ર. પ્રસ્તાવના. પા. ૨)

પણ આ પછી લોકો જયકૃષ્ણભાઇને એક સારા 'વનસ્પતિના જાણકાર' તરીકે ઓળખતા થયા. ઘણાય નમૂનાઓ લોકો લાવતા અને તેમને બતાવતા.

આવી જ રીતે "વૈદ્ય કલ્પતરુ" માસિકમાં પણ તેમણે "બરડા ડુંગરમાં ઉગતી વનસ્પતિઓ" વિષે લેખ આપી વૈદ્યોનું ધ્યાન ખેંચ્યું હતું. એ પછીથી વૈદ્યો પણ નમૂનાઓ મોકલવા લાગ્યા અને "વૈદ્યકલ્પતરુ" વાચનારા બીજા સદ્‌ગૃહસ્થો પણ એ વિષે પૂછપરછ કરવા લાગ્યા પરિણામે દૂર દૂરના પ્રાંતોમાંથી વનસ્પતિઓના નમૂનાઓનો મારો આવ્યો અને તે સર્વેને તેઓ સંતોષકારક ઉત્તર આપતા હતા.

### જયકૃષ્ણભાઇના શિષ્યો.

"વૈદ્ય કલ્પતરુ" માં જયકૃષ્ણભાઇના લેખો બહાર આવવા લાગ્યા, વનસ્પતિ વિષેની શંકાના સમાધાન થવા લાગ્યાં, કેટલીક મંદિગ્ધ ગણાતી વનસ્પતિઓના નિર્ણયો તેમણે કર્યા. કોઇ વ્યક્તિને કોઇ સમસ્યાની જડીબુટ્ટી મળી આવે તો તે "વૈદ્ય કલ્પતરુ"ના તંત્રી સ્વ. વૈદ્યરાજ જટાશંકર લીલાધર

ત્રિવેદી ઉપર મોકલી આપે, જટાશંકરભાઇ તે નમૂનો જયકૃષ્ણભાઇને મોકલી આપે અને જયકૃષ્ણભાઇ તેના ઉપર મોટો લેખ લખી નાખે આ બધાથી તેમનુ નામ ગુજરાતના વૈદ્યસમાજમા ઘણુ જ જાણીતુ થઇ ગયુ એક વખતે ઢીમ સ્ટેશન ઉપર કોઇને સાપ કરડયો સ્ટેશન ઉપર એક છોડ હતો તેના પાદડાના સ્વરસથી તે ઉતરી ગયેલો એક વૈદ્યરાજે તે છોડના પાનનો નમૂનો જયકૃષ્ણભાઇને મોકલી આપ્યો અને એ છોડના નામ, ગુણ, ઉપયોગ વગેરેની પૂછપરછ કરી તુર્ત જ એ વિષેનો લેખ "વૈદ્ય કલ્પતરુ" મા હોય જ આવા તો ઘણા લેખો "વૈદ્ય કલ્પતરુ" મા પ્રસિદ્ધ થયા છે

"વનસ્પતિશાસ્ત્ર" જેવા શાસ્ત્રીય પુસ્તકો અને આવા મનનપૂર્ણ લેખોએ જયકૃષ્ણભાઇને ખૂબ જ જાહેરમા આણ્યા કેટલાક ડૉકટરો પણ આને લીધે વનસ્પતિમા રસ લેતા થઇ ગયા તેઓ પણ વનસ્પતિઓ મોકલતા મગાવતા અને તે વિષે પૂછપરછ ચલાવતા

આની રીતે વનસ્પતિનો શોખ તો ઘણાને લગાડયો પણ તેમની પાસે જ રહીને પદ્ધતિસરનો વનસ્પતિનો અભ્યાસ કરે એવો કોઇ શિષ્ય તો તેમને ન જ પ્રાપ્ત થયો સ્વ વૈદ્યરાજ જટાશંકર લીલાધરના પુત્ર રા **રવિશંકરભાઇ** જયકૃષ્ણભાઇ પાસ થોડો વખત રહી આવેલા પણ ૧-૨ મહિનામા કઇ આ વિષયમા વ્યુત્પત્તિ ઓછી જ થાય છે ? એ પછી રા ન **દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી** બે વખત બબ્બે મહિના તમની પાસ જઇ આવ્યા અને વનસ્પતિ વિદ્યામા ચચુપાત કરી આવ્યા ભાવનગરના વિદ્યાધિકારી રા રા કૌશિકરામ મહેતાએ બે યુવાન શિક્ષકોને વનસ્પતિશાસ્ત્રનુ પ્રાથમિક જ્ઞાન મેળવવા માટે સ્ટેટના ખર્ચે મોકલી આપ્યા હતા, જે ૧૫ દિવસ રહીને પાછા ફર્યા હતા મારા જેવો પણ બે ત્રણ વખત ૩-૪ મહિના માટે તેઓશ્રી પાસે અભ્યાસ માટે ગયો હતો પણ આળસમાથી કોઇએ ખરૂ જ્ઞાન સપાદન કર્યુ નહિ કચ્છ છોડી ગયા પછી તો તેઓશ્રીએ જાહેર ખબર છપાવી હતી કે કચ્છના પાચ વિદ્યાર્થીઓ જેઓ વનસ્પતિશાસ્ત્રનો અભ્યાસ કરવા ઇચ્છતા હશે તેને એક સદ્ગૃહસ્થ બધુ ખર્ચ આપશે, માત્ર અરજીઓ મોકલવી આ સદ્ગૃહસ્થ તે બીજા કોઇ નહિ પણ કચ્છના આગળ પડતા કામ કરતા રા રા **શેઠ ગોકલદાસ ખીમજી** પોતે પણ જયકૃષ્ણભાઇના શિષ્ય જ છે અને

વનસ્પતિશાસ્ત્રનુ સારૂ જ્ઞાન ધરાવે છે પણ કમનસીબે દુર્ભાગ્યે કોઇ પણ વિદ્યાર્થી ભણવા માટે તૈયાર થયો જ નહિ અને પછી તો વૃદ્ધાવસ્થાને લીધે શરીર પણ સારૂ ન રહ્યુ, એટલે ઝાઝો પ્રયાસ કરવો પણ મૂકી વાળ્યો

સ્વર્ગસ્થ રા રા **કવિવર ન્હાનાલાલ દલપતરામે** પણ જયકૃષ્ણભાઇનો લાભ ગુજરાતને અપાવવાના સ્તુત્ય હેતુથી માસિક રૂ ૫૦) ની શિષ્યવૃત્તિઓ આપીને વિદ્વાન, ઉત્સાહી યુવાનોને આકર્ષવા પ્રયત્ન આદર્યો હતો પાછળથી આ પ્રયત્ન શાથી મંદ પડી ગયો તે જાણવામા આવ્યુ નથી, નહિ તો ન રા વૈદ્યરાજ અમૃતલાલ પ્રાણશંકર પટ્ટણી જેવા વૈદ્યોએ ત્યા જવા માટે અરજીઓ સુદ્ધા કરેલી

ગમે તેમ હો ગુજરાતના દુર્ભાગ્યે જયકૃષ્ણભાઇનો લાભ કોઇએ પૂરેપૂરો ન ઉઠાવ્યો તે આપના અધીરા થઇ ગયા હતા, પણ લેનારા ન મળ્યા પરિણામે જયકૃષ્ણભાઇની પરંપરા પણ તૂટી ગઇ ન દુર્ગાશંકરભાઇ "પ્રસ્થાન" મા ઠીક જ કહ્યુ છે કે 'મહારાષ્ટ્રમા સદ્‌ગત રામકૃષ્ણ ગોપાલ ભાંડારકરના સંપ્રદાયના વિપુલ કાર્ય સાથે ગુજરાતની આ સંપ્રદાયશૂન્યતા સરખાવતા આપણી વિદ્યાદરિદ્રતા જોઇને ખેદ થાય છે'

સ્વ પંડિત ભગવાનલાલ ઇંદ્રજીની પરંપરા ગુજરાતમા ન ચાલી, જયકૃષ્ણભાઇની પણ ન ચાલી અફસોસ!

## ગુજરાતમાં વનસ્પતિશાસ્ત્રનો પ્રચાર.

જયકૃષ્ણભાઇએ 'વનસ્પતિશાસ્ત્ર' લખીને ઘણાને પોતાની તરફ ખેંચ્યા હતા અને માણસ એક વખત ખેંચાયો કે પછી તે વનસ્પતિનો કાયમનો શોખીન બની જતો એવો તેમનો પ્રભાવ હતો એમ કહુ તો પણ ચાલે લક્ષાધીપતિ ગૃહસ્થોએ કૉલેજના પ્રોફેસરોએ, ડૉક્ટરોએ, વૈદ્યરાજોએ અને કૉલેજના વિદ્યાર્થીઓએ તેમ જ ખેડુત અને માળીઓએ તેમનો લાભ લીધો છે આ બધાને લીધે પોરબંદરનો બરડો ડુંગર ખૂબ પ્રસિદ્ધિમા આવ્યો છે અને લોકોનુ વનસ્પતિ તરફ આકર્ષણ થયુ છે આજથી ૩૦ વર્ષ પહેલા વૈદ્ય થવા માટે વનસ્પતિશાસ્ત્રની જેટલી જરૂર મનાતી તેના કરતા આજે ઘણી વધારે મનાય છે અને તેનુ માન જયકૃષ્ણભાઇને છે કેટલાય બાગબગીચા ગૃહસ્થોને

વનસ્પતિઓ ઓળખવાનો શોખ લાગ્યો છે કેટલાય ગમિડામા વનસ્પતિ દેવીની આરાધના કરવાની જિજ્ઞાસા જાગી છે અને કેટલાયે યુવાનોમા વનસ્પતિઓ જાણીને દેશમા તેનો પ્રચાર કરવાની અભિલાષા જન્મી છે

## લોકોએ લીધેલો લાભ.

અગાઉ મે **ઘોડાકુન** નામની વનસ્પતિ જે પ્લેગની ગાંઠ ઉપર અકસીર દવા છે તેનુ વિસ્તૃત વર્ણન જયકૃષ્ણભાઇના શબ્દોમા આપવાનો યત્ન કરેલો છે કેટલાયે લોકોએ—ઠેઠ સુરત અને મુબઇ સુધીના લોકોએ—તેના મૂળીયા જયકૃષ્ણ ભાઇ પાસે મગાવીને વાપરી જોયા છે

ઝંડુ ફાર્મસી ઉપલસરી ( **સારિવા** ) મણ ૨ અને કાળીપાટ મણ ૨ મગાવવા પત્ર લખે અને જયકૃષ્ણભાઇ શેઠ પણ લોગે તેને ભેળી કરાવી મોકલી આપે

ડૉ ગુલાબદાસ ગોકુલદાસ મરૈયા બી એ એલ એમ એસ, મુબઇથી એક બોરી મોકલે અને તે કયા ઝાડની છે તે પૂછાવે

વાનોડ ( બાગ્ડોની ) થી એક વૈદ્ય પાતાન તુબડીનો નમૂનો મોકલે અને ખરો છે યા ખોટો છે તે પૂછાવે

રાધનપુરથી એક ગૃહસ્થ પાડળ ( **પાટલા** ) ના ફળ ન ૨૦, તથા સ્ત્રી ઘીમેડીના ફળ તથા બીજ ન ૨૦ મગાવે અને તે જયકૃષ્ણભાઇ મોકલી આપે

વડોદરેથી રસાયનશાસ્ત્રી રા વિનોદ દિવ્યૌષધિઓ વિષે પૂછપરછ કરે અને પ્રાચીન રસાયનમા અમુક વનસ્પતિ વપરાતી છે તો તે કઇ તે પૂછે

કોઇ મરાઠી વૈદ્યરાજ સસ્કૃતના મરાઠી નામો પૂછે અને તેને પણ ઉત્તર તો દેવા જ

સ્વ અમૃતલાલ સુન્દરજી પઢિયાર સાથે જયકૃષ્ણભાને ઘનિષ્ઠ સબધ હતો સ્વ પઢિયાર પોતે રખડતા સાધુ હતા અને વનસ્પતિઓ જાણવાની તેમ જ રસાઓ જાણવાની તેમનામા પ્રબળ જિજ્ઞાસાવૃત્તિ હતી એમને ત્યા ત્યા રસાય

ત્યાંની અપરિચિત વનસ્પતિનો નમૂનો તેમના તરફથી હોય જ. ઉપરાંત, મુંબઇ, બંગાળા, કાશ્મીર, બ્રહ્મદેશ અને આસામ વગેરે બધે સ્થળેથી તેમના તરફથી વનસ્પતિઓના નમૂનાઓ આવતા અને સાથે ઉપયોગ સંબંધી લાંબા લેખો જેવડા પત્રો આવતા.

આબુના ફોરેસ્ટ ઓફિસર રા. અચલસિંહ રાઠોડ દેશી નામો અને તેનાં લેટિન નામો પૂછાવે અને કેટલાક નવા નમૂનાઓ મોકલીને નામો જાણે.

ઇમ્પીરિયલ-બોટન સ્પેશિયાલીસ્ટ, ખડકી પૂનાથી ' અડબાઉ વણ ' ના નમૂનાઓ મંગાવે અને તે મોકલી આપે.

વરતેજવાળા પારેખ બ્રધર્સ ( ડિરેક્ટર વી. યુ. પારેખ એમ. એ; બી. એસ, સી; ચાન્સેલર્સ ગોલ્ડ મૅડેલીસ્ટ ) જંગલી લવંડરનાં ૧૦ શેર ફૂલ તેનું તેલ કાઢી જોવા મંગાવે અને બીજી વનસ્પતિઓ જેમાંથી સારાં સુગંધી તેલો નીકળી શકે એમ હોય તે વિષે પૂછે. કેસરમાં શેની શેની ભેળસેળ થાય છે તે જાણવા ઇચ્છા રાખે અને કેસરના ઝાડનું ચિત્ર બોટનીના કયા પુસ્તકમાં છે તે જાણવા ઉત્સુક રહે.

જસદણ પોસ્ટ માસ્તર રા. દામોદર શાહ રોહિષઘાસનું તેલ શી રીતે કાઢવું તે પૂછાવે અને જયકૃષ્ણભાઇ તેમને વૉટ ડિક્ષનેરીમાંથી લંબાણ હકીકત લખી મોકલી તેમની જિજ્ઞાસા શાંત કરે.

મીનોચેર રુસ્તમજી મુલ્લા, એમ. એ. " મેસુસા " અને " કાસું " વિષે પૂછાવે. વૉટ અને ડીમક ફેંદી નાખીને જયકૃષ્ણભાઇ તે શોધી કાઢી તેને યોગ્ય ઉત્તર આપે. " કોસુ નહિ પણ કસુમ, એ Brayera anthelmintica આબીસીનિયાના ડુંગરી પ્રદેશમાં થાય છે, કૃમિરોગ ઉપર વપરાય છે." આ વિદ્વાને વનસ્પતિ રંગો વિષે ઘણો પત્રવ્યવહાર કરેલો છે. કાશ્મીર અને પંજાબ તરફથી ઘણા નમૂનાઓ પણ એ મોકલતા અને તે શું છે તે જાણવા અધીરા બનતા.

ધરમપુરના વકીલ નરભેરામ ગોવિંદરામ ગાંડા થઇ ગયા હતા અને શુદ્ધ સાચી શંખાવલીની શોધમાં હતા. જયકૃષ્ણભાઇને શંખાવલી મણ ૦॥ મોકલી આપવા લખે. એટલે પોતે તાજી લીલી જોઇ મોકલી આપે. વકીલ આનાથી

સારા થઇ ગયો એટલે કૃતજ્ઞતા પણ દર્શાવે આ શોધ અને પરમાર્થ કયા હૃદયને નથી હનમલાવતા ?

ગ શાસ્ત્રી દુર્ગાશકર કેવલરામ ઝડુ ફાર્મસી માટે મદ્રાસવાળા ડૉ. ગોપાલાચાર્યુ પાસેથી શુદ્ધ **एलवालुक** (એ એક જાતનુ સુગધી દ્રવ્ય છે એમ અનુમાન થાય છે આયુર્વેદના ગ્રથોમા તે ઘણી જગોએ વપરાયલું છે ) મગાવે અને ત્યાથી જે બીજ આવે તે શેના છે તે જાણવા માટે જયકૃષ્ણભાઇને મોકલી આપે જયકૃષ્ણભાઇ એ મદ્રાસી એલવાલુકના બીજને ચણકચીભડી ( Mul u pentaphylla ) ના બીજ છે એમ લખી મોકલે કેટલુ અજબ નિરીક્ષણ !

કોઇ જૂની પોથીમાના પ્રાકૃત નામો લખી મોકલી તેના ગુજરાતી અને સસ્કૃત નામો પૂછાવે આવા માલ વિનાના નામો પણ મહેનત લઇને જેટલાં બેસે તેટલા જયકૃષ્ણભાઇ લખી મોકલતા ( દરેકના પત્રના ઉત્તરમા શુ શુ લખ્યુ, કયી તારીખે તે પત્ર લખ્યો, તેનો ઉલ્લેખ કરતા, એટલે પત્રો જોતા આ બધી વિગતો ઠીકઠીક સમજાય છે )

## નિશાળના માસ્તરો નમૂનાઓ મોકલતા.

વેદરાજ શિવદત્ત શુક્લ (હુકલ્પોડ-પોસ્ટ નવનગઢ, રાજપુતાના) ઢગલાબધ નમૂનાઓ મોકલતા અને મગાવતા સાપસન અને મીંડામારી એ બન્નેના નમૂનાઓ મોકલી ખરી સાપસન કઇ તે પૂછાવે સમરપાની-Lomur Diphylla નો નમૂનો મોકલે અને ગુણદોષ પૂછાવે ટીમક ઉથલાગીને તે લખી જણાવે આ વિદ્વાન સમરાપાની તો ૮૦ ) અને અકોલ બીજ તો ૫ મગાવે અને તે મહામહેનતે જેટલી બને તેટલી ભેગી કરી મોકલાવી આપે તદ્દન મફત પાઇના પણ ચાર્જ નહિ હો !

ડૉ **એમ. બી.** દાવર (M. A , Ph D , Lamington Road, Bombay ) અને જયકૃષ્ણભાઇ વચ્ચે જબરો પત્રવ્યવહાર ચાલતો દાવર સાહેબની જિજ્ઞાસાવૃત્તિ અને સરલતા તેમ જ જયકૃષ્ણભાઇની ઉદારતા અને મનની મોટાઇનો તેથી ઠીકઠીક ખ્યાલ આવે છે દાવર સાહેબને પોતાના મા મા વનસ્પતિઓ (અને તે પણ ઔષધોપયોગી) વાવવાનો શોખ, એટલે સોમ-Sarcostemma brevistigma, નેહીયો દેમકદ-Cadaba indica, ધોળા

આકડાનાં બીજ, દુધીયો હેમકંદ, ગાંજાનાં બીજ, વગેરે નમૂનાઓ બાગમાં રોપવા મંગાવતા અને પુત્રની જેમ જતન કરી તેને ઉછેરતા. કેટલાક નમૂનાઓ ત્યાંની હવામાં ન ઉગતા એટલે તેનું કારણ, તે માટે લેવી જોઇતી સાવચેતી વગેરે પૂછે. આ વિદ્વાનને વનસ્પતિઓનો શોખ અદ્ભુત છે એમ તેમના પ્રત્યેક પત્ર ઉપરથી જણાય છે. આગિયો (amania bacifera), રાતો આગિયો Striga lutea. Striga orobonchoide-, Vahlia \ixosa વગેરેના નમૂનાઓ તે મંગાવતા અને પોતે પણ ઘણા નમૂનાઓ નામ માટે મોકલાવતા. દાવર સાહેબે કોઇ પણ ગૃહસ્થ કરતાં જયકૃષ્ણભાઇનો વધારેમાં વધારે લાભ લીધો છે એમ પત્રો ઉપરથી હું કહી શકું છું. આ વિદ્વાને જયકૃષ્ણભાઇને ગૅમ્બ્લ બાનિયર કૃત "Name this Flower" નામનું કિંમતી પુસ્તક ભેટ આપેલું અને બીજાં પુસ્તકો જે જોઇતાં હોય તે મંગાવવા લખેલું. આ વિદ્વાન તેમના એક પત્રમાં લખે છે કે "મારી તાવ ગળોના સ્વરસ તથા કરીયાતાથી ગઇ છે. ગળોના ગુણ વિષે જે લખ્યું છે તે ખરૂં છે એમ મને તો જણાય છે. આપનો તાવ પણ એથી જરૂર જશે જ. તા. ૧૦–૧૦–૧૯૧૭."

હૉરમસજી એમ. કરાઇ મુંબઇ, પણ પંજાબ તરફના ઘણા નમૂનાઓ મોકલતા. ઍફેડ્રાના, સ્ટ્રેમોનિયમ, ગ્રંથ્રા, રતનજોત (પંજાબ) અને વૅલેરીયન વગેરેના કિંમતી નમૂનાઓ આ મહાશયે મોકલી આપેલા અને કેટલાક છોડના ગુણદોષ પણ પૂછાવેલા.

**કેમિકલ એન્ડ ટકનિકલ લેબોરેટરી, ગ્વાલિયર, સ્ટેટ,** તરફથી રા. મૂળચંદ રતનચંદ જેવા સાયન્સના શોખીન વિદ્વાન ઍટેની વિષે વારંવાર પૂછાવતા. એમણે ગ્વાલિયર ફૉરેસ્ટનું લીસ્ટ મોકલી આપ્યું હતું. રસાયન-શાસ્ત્રની દૃષ્ટિએ ક્યાં ક્યાં ઝાડો ઉપયોગી છે, દવાઓમાં કયી કયી વનસ્પતિ-ઓનાં ટિંક્ચરો કાઢવા જેવાં છે વગેરે લંબાણથી પૂછાવતા.

વિરમગામના પ્રખ્યાત ડૉ. વલ્લભદાસ નેણશી (L. M. S.) પણ બહુ જ રસ લેતા હતા. ટાઇમ્સ ઑફ ઇન્ડિયામાં એક વખતે મૅલેરીયા ઉપર Vitex Peduncularis. Var. Roxburghii બહુ જ ઉપયોગી છે એવું એક નિષ્ણાત યુરોપિયન ડૉક્ટરનું કહેવું હતું એ ઉપરથી આ ડૉક્ટરે તેની પૃચ્છા કરાવી હતી અને જયકૃષ્ણભાઇએ "વૈદ્યકલ્પતરૂ" માં એ વિષે લેખ પણ લખ્યો હતો, ઉંદરના ઝેર ઉપર અંગ્રેજી વૈદામાં ચમત્કાર ઇલાજ નથી, તો

દેશી વૈદ્યકમાં અંકોલ મૂળની ખ્યાતિ છે તે વ્યાજબી છે કે કેમ એવું એવુ પૂછાવતા. આ વિદ્વાન ડૉક્ટર સાથે ઘણો પત્રવ્યવહાર ચાલેલો છે.

એક ડૉક્ટરે ( L. M. S. ) મુંબઇથી અખરોટનાં ફૂલ શે. ૧૫ ) મંગાવ્યાં હતાં. કોઇ ફકીરે એ વાપરી જોવા કહેલું એ ઉપરથી આ માગણી હતી. પણ અખરોટ કાઠિયાવાડમાં થતાં નથી એટલી તે L. M. S. ડૉક્ટર ભાઇને ખબર ન હતી !

લખતરથી એક વૈદે કચ્છી નામો લખીને તેના ગુજરાતી પર્યાયો પૂછાવેલા. જટરવેલ શું ? કરંજવેલ કઇ ? આના ઉત્તરો તો હોય જ. આવા ઘણાય પત્રો કચ્છી વૈદોના છે. Local સ્થાનિક નામો જાણવાં કેટલાં જરૂરી છે તે પછીથી મને સમજાયું છે.

સાવલી ( વડોદરા સ્ટેટ થી એક દેસાઇ " મળશુતનાં મૂળો " નામથી ત્યાં ઓળખાતી, ધાતુપુષ્ટી માટે ઉત્તમ દવા તરિકે જાણીતી વનસ્પતિ મોકલી આપે અને તે શું છે ? વનસ્પતિશાસ્ત્રમાં તે છે કે નહિ ? તે પૂછાવે. 'Dregea volubilis ને માટે એ નામ પ્રચલિત છે ' એમ તુર્ત જ નમનો જોઇને લખી મોકલે.

રા. ડાહ્યાભાઇ રામચંદ્ર, એમને એક સાધુએ બીલી જેવા ત્રણ પાનવાળી વનસ્પતિનાં પાન ખાવા માટે કહી ગયેલ અને તેથી તેમને ઠીક થયેલું; પણ એ પાન શેનાં છે તે જાણવાની ઇચ્છા થતા જયકૃષ્ણભાઇ ઉપર નમૂનો મોકલી આપ્યો હતો 'વરૂણ ' નો એ નમૂનો જયકૃષ્ણભાઇથી ઢાંકયો રહે એમ કયા હતો ?

શ્રી. પટ્ટણી સાહેબની સૂચનાથી સ્વ. વૈદ્યરાજ પ્રાણશંકર પટ્ટણી મહાબલેશ્વરથી **પીસાનો** નમૂનો મોકલે અને તેનાં દેશી વિદેશી નામો પૂછાવે.

શ્રીમંત શેઠ ખીમજી આસર વીરજી વૈદ્યરાજ જાદવજી ત્રિકમજી આચાર્યની દેખરેખ હેઠળ સહસ્રપૂટી અભ્રક બનાવતા હતા. શાસ્ત્રમાં લખ્યા પ્રમાણે દરેક વનસ્પતિના રસના પૂટો આપવાનો તેમણે નિશ્ચય કર્યો હતો ઘણી ખરી વનસ્પતિઓના નમૂનાઓ મોકલી આપી તે ખરા છે કે ખોટા તે પૂછાવતા અને પૃશ્નિપર્ણી શે. ૩૦ એક વખતે મંગાવેલી. બંગાળા તર-

કથી મંગાવેલી હિલમોચિકાનો નમૂનો પણ આ જ શેઠે જયકૃષ્ણભાઇને મોકલેલો. અગ્રક બનાવવા પાછળ આ શ્રીમાન શેઠની દરેકે દરેક વનસ્પતિ સાચી, તાજી જ લેવાની ધગશ જોઇને દિલ ખુશ થાય છે. આવી દવાઓ શેઠીઆઓ બનાવીને ગરીબોને આપતા ક્યારે થશે ?

જંબુસર વૅટરનરી હોસ્પિટલના વૅટરનરી સર્જન દરેક જાતના ઘાસના નમૂનાઓ મંગાવે અને તે જયકૃષ્ણભાઇ લેટિન નામો સાથે મોકલી આપે

એ. ડી. એદલ બહેરામ, B A. ( Member, British Medical Society, London ) અને તેમના ભાઇ-એસ્ફીંગ્ટન કોલેજમા અભ્યાસ કરતા જાલ એદલ બેહરામ-બન્નેના પત્રો પણ ઘણા છે. એ લોકોને દેશી દવાઓનો ભારે શૉખ લાગે છે. અ કોઇના બીજમાથી તેલ કાઢવુ હતું એટલે બીજ મંગાવેલા ન નીકળે એટલે કોઇ મહેતી સાદી રીત પૂછાવે અને તે પણ જયકૃષ્ણભાઇ લખી જણાવતા

નાદોદના ચીફ મેડિકલ ઑફિસર ડૉ તેનગ રાજપીપળાના પર્વતોમાથી ન ઓળખાય તે વનસ્પતિના નમૂનાઓ મોકલતા સ્વ પરિચય મારફત આ પરિચય થયો હતો

ધરમપોર સ્ટેટના ચીફ મેડિકલ ઑફિસર મી. પારડીવાલા Lachnanthes tinctoria ( spirit Weed ) વિષે પૂછે કે તે બજારમા થાય છે કે નહિ ? યુનાઇટેડ સ્ટેટમમા ઉગતો છોડ હિંદમા કોણ ઓળખે ? પણ બેન્ટલી જોઇને તેમના મનનુ સમાધાન તો કરે જ

શ્રી જામસાહેબ Turkish Bird Lime નામની ઔષધિ જે Cordia Mixa અથવા Sebesten plum નામની વનસ્પતિના ફળમાથી બનાવાય છે એ વનસ્પતિ શુ છે તે જણાવવા વિનતિ કરે. જયકૃષ્ણભાઇ તેનો પણ ખુલાસો કરે.

S G. Ranade [ L M. S ( Bombay ), L. R C P. S, D. P. H (Eam) D. T. M. ( London ) ] Holostemma Rheedi दुदुरली ( મરાઠી ) વિષે પૂછાવે. કંપની તેની ખૂબ માગણી કરે એમના ખાતર આ વનસ્પતિ શુ છે ? તેના ઉપયોગમા

આવે છે ? વગેરે વગેરે પૂછાવતા. જયકૃષ્ણભાઇ તેમને સંતોષજનક પ્રત્યુત્તર વાળતા.

નસરવાનજી નામના એક પારસી ગૃહસ્થ તેમને 'હરદવારી પુરી' એ શું છે ? એમ પૂછે. મહામહેનતે વૉટ ફેંદીને એ 'ગૌમૂત્રની બનાવટ છે' એમ જણાવતા.

કરંજા (બિરાર) થી રા. નારણદાસ પ્રાગજી શેઠ, એક ઢોંગી વેપારી **ઇશ્તિહાર** છપાવીને પોતાની પાસે એક જાતનાં લાલ બીજ જે પાણીમાં નાખતાં ખૂબ ફૂલી જાય એવાં હતાં તે લોકોને વેચીને ઠગતો હતો, એ બીજ મોકલી આપી એ શું છે ? તે પૂછતા અને જયકૃષ્ણભાઇ એ બીજને **લાજરીનાં બીજ** કહી ખુલાસો પાડવતા.

એક ડૉક્ટર વળી તાંદળજાનું મૂળ ગર્ભરોધ કરે છે એમ વાંચ્યામા આવ્યાથી તે વિષે પૂછાવે અને Birth Control ની મીમાંસામાં ઉતરે. તેમને પણ જવાબ તો હોય જ.

વેરાવળથી 'વધરાવળના ખાસ ડૉક્ટર' ત્રિભોવન સવજી એક જડીબુટ્ટીનો નાનોશો કટકો મોકલે અને જણાવે કે "આ જડીબુટ્ટી આંખના ઝામર ઉપર અતિ અકસીર છે, માટે કૃપા કરીને એનું નામ જણાવો. આનાથી ઘણા કેસો સારા થયા છે અને આપ જો તે ઓળખીને તેનું નામ જણાવશો તો આપને પૂણ્ય થશે." જયકૃષ્ણભાઇ 'હરણચરો' છે એમ લખી મોકલે.

અમદાવાદની ગુજરાત કૉલેજમાથી સ્ટુડન્ટસ સાયન્ટિફિક સોસાઇટીના સેક્રેટરી પારાને બાંધે એવી કયી કયી વનસ્પતિઓ છે તે પૂછાવે. સર. પી. સી. રે તેમની એક "જૂના વખતની આર્યન લોકોની સાયન્સમા શોધખોળ" નામની ચોપડીમાં વજ્રવલ્લી હીરાને ગાળી નાખે છે એમ લખે છે, એટલે તે વલ્લી કયા મળશે વગેરે પૂછાવે.

નાંદેડથી રા. ગોકુલદાસ ખીમજી શેઠ (હાલ માંડવી) હપુષા, શાખોટ, સર્પાક્ષી, પાટલા, મત્સ્યાક્ષી, પ્રપૌણ્ડરિક, સાતલા–આ બધાનાં લેટિન નામો, નૈસર્ગિક વર્ગો (natural orders) અને દેશી નામો પૂછાવે. આવા શેઠ શાહુકારો આટલે ઊંડે ઉતરતા થઇ ગયા હતા તે પ્રતાપ તેમના 'વનસ્પતિશાસ્ત્ર' ના વાચનનો.

આ ઉપરાત–વનસ્પતિના કાર્ય ઉપરાત–રાજકોટના વૉટસન મ્યુઝિયમના કયુરેટર રા ડિસ્કલકર પોરબ દરમાનો ડાહ્યા કંદોઇની દુકાનનો વીસ ગદેવનો લેખ મગાવે અને પોરબંદરમાતામા માતમાતૃકાઓનો ફોટો લઇ લેવા વિનવતા ડિસ્કલર સાહેબ, હુ પોરબંદર હતો ત્યારે ત્યા આવેલા અને જૂના લેખો, મૂર્તિઓ વિષે તેમને ખૂબ પૂછતા હતા જયકૃષ્ણભાઇને, સ્વ ૫ ભગવાનલાલભાઇ સાથે રહેલા એટલે, આ પુરાતત્ત્વ વિષયક જ્ઞાન પણ ઠીક હતુ

સ્વ સાક્ષર તનસુખરામભાઇ જૂનુ દ્વારકા કયુ ? તે વિષે પૂછાવે મરેલા ગામના રેવતીકુંડ ઉપરના દેવાલયના લેખ વિષે પૂછપરછ કરે (૬–૯–૧૯૧૪), અને આ બધા કામો જયકૃષ્ણભાઇ ઘણી જ ચોકસાઇથી કરતા "બુદ્ધિપ્રકાશ"મા આ વિષે લેખ આવી ગયો છે

એલ સાહેબ ગ્રીશિયન કૉઇન્સ–ગ્રીસના સિક્કાઓ વિષે પૂછાવતા (જુઓ પરિશિષ્ટ)

સ્વ પ્રૉ હરિલાલ માધવજી ભટ્ટ અને રા હરિહર જોશી જેવાઓ સ્વ ૫ ભગવાનલાલભાઇના જીવનચરિત્રના સાધનોની માગણી કરતા અને તે દરેકને યોગ્ય સાધનો, લબાણથી લખીને, બતાવતા હરિહર જોશી ખૂબ જ લબાણથી પત્રો લખતા અને જાદવજી મહારાજ, ભગવાનલાલભાઇ વગેરે માટે વિગતવાર પૂછપરછ કરતા

આવો મોટો પત્રવ્યવહાર બહુ જ ઓછાનો હશે એમ મને લાગે છે મે જાતે તેમના લગભગ એક ગાડુ ભરાય એટલા પત્રો ફાડયા છે અને એક નાની દેરદારની પેટી ભરાય એટલા અગત્યના પત્રો મે સઘર્યા છે દરેકે દરેક પત્રનો જવાબ (જ + લ આવી સજ્ઞા દરેક પત્ર ઉપર તારીખ અને પોતાની ટૂકી સહી–J I. સાથે હોય છે) તેમણે આપેલો છે



# પ્રકરણ ૧૩ મું.

—⁂—

## અપૂર્ણ સાહિત્ય

"વનસ્પતિશાસ્ત્ર" છપાઈ રહ્યા પહેલાં અને તે પછી તેમના મનમાં કેટલાંક પુસ્તકો લખવાનો વિચાર ચાલતો હતો. જ્યારથી તે વનવિદ્યા (forestry)નું કામ શીખવા માટે પૂને જઇ આવ્યા ત્યારથી 'વનવિદ્યા' તરફ તેમને ભારે શોખ લાગેલો. પોતાની ૨૦ વર્ષની જંગલખાતાની નોકરીમા પણ તેમને ઘણો અનુભવ મળ્યો હતો. જંગલોની ઉપયોગિતા કેટલી બધી છે તે જ્યારથી તેમના સમજવામાં આવ્યું ત્યારથી પ્રસંગવશાત તે વિષય ઉપર નોધો લખતા, તેમ જ "Indian Forester" જેવા માસિકો તેમ જ બીજાં એ વિષયના મુખ્ય મુખ્ય પુસ્તકો વાંચીને તેની નોધો પણ લેતા. "**કચ્છની જડીબુટ્ટી**" નામના તેમના પુસ્તકમા આ વિષય ઉપરનુ તેમનુ વાચન કેટલું છે તે જોઇ શકાય છે. આ લેખકે તેમના કાગળીઆ ફેંદતા ફેંદતા forestry–ઉપરની જે જે notes નોધો મળી આવી હતી તે જોતાં "વનસ્પતિશાસ્ત્ર" જેવું જ એ વિષયનું એક મોટું પુસ્તક થાય તેવું તૈયાર સાહિત્ય તેમની પાસે છે. આ બધી નોધો પોતે પોતાની સાથે કચ્છમાંડવી લઇ ગયા હતા અને હવે તેનુ શું થાય છે તે જોવાનું છે.

આ ઉપરાંત તેઓશ્રીને "**બજારનાં ઓસડીયાં**" ઉપર લખવાની પણ ઇચ્છા હતી એમ જણાય છે. ઓછામા ઓછી ચાર પાચ નોટોમા તેમણે આ વિષય ઉપરના જુદા જુદા ગ્રંથોની નોટસ લઇ લીધેલી જણાય છે. એક નોટમાં તો "**ઓસડીયાં બાબત લખતી વખતે જોવાની**

ચોપડીઓ" ની યાદી પણ છે × ડૉ સખારામ અર્જુનનુ "Bombay Drugs" નામનુ પુસ્તક તો તેમણે આખુય એક નોટમા ઉતારી લીધેલુ છે ડૉ આર. એન ખોરીને તેમની Materia Medica લખાવતા પણ તેમને આ વિષય ઉપર ઘણુ જાણવાનુ મળ્યુ હતુ ડીમકની મૅટીરિયા મેડિકાનો અભ્યાસ પણ સરસ કરેલો હતો વૉટ ડીક્ષનેરી ઉપરથી પણ ઘણી નોંધો કરેલી જોવામા આવે છે અને આ ઉપરાત તેમણે પોતે "વનસ્પતિ શતક" લખવાની ઇચ્છાથી પણ બજારુ ઓસડીયા ઉપરનુ ઘણુ ખરૂ વિદ્યમાન સાહિત્ય જોઇ નાખ્યુ હતુ

'વનસ્પતિ શતક" એ લગભગ તૈયાર લખાયેલો ગ્રથ છે તેમાથી ૧૦-૧૨ ઓસડીયાના લેખો તો "આયુર્વેદ વિજ્ઞાન" મા અને થોડા 'વૈદ્ય કલ્પતરૂ" મા પણ આવી ગયા છે બાકીના ઘણાખરાના (Rough) લખાણ તૈયાર છે તેની સારી નકલ કરાવીને પ્રેસમા

× આ રહી તે યાદિ કોઇને પણ આ યાદી ઉપયોગમાં આવે એટલા પૂરતી તે અહીં આં આપવામાં આવે છે આશા છે કે કોઇ ઉત્સાહી વૈદ્ય આ અપૂરા મૂકેલા કાર્યને સુદર રીત પૂર્ણ કરે—

1 The commerce and navigation of the Erythrean sea B B R A Society containing ancient history of drugs
2 Pharmacopœa of India old & new
3 Useful plants of India. Col Drury
4 Hindu materia medica U C Dutta.
5 Flora medica by Lindley
6 Bombay Drugs by Sakharam Arjuna
7 Materia medica by Dr Dymock
8 Economic products—Drugs Calcutta Exhibitions
9 *Hooker s Journals of Botany Vol I, II III*
10 Bombay Gazetteers by mr Compbell
11 Bombay products by mr Birdwood
12 Roxburgh s Flora Indica.
13 Asiatic Researches Vol (?)
14 Universal Herbal

અત્યારે એ પુસ્તક લખવામાં આવે તો આ ઉપરાંત બીજા થોડાં પુસ્તકો તેમાં ઉમેરી શકાય Indian medicinal Plants by Col kirtikar & Basu, સ્વ. ડૉ વામન દેસાઇ (એમ ડી ) કૃત ઔષધ સગ્રહ (મરાઠી ) ઇત્યાદિ

આપવાની જ વાર છે. આ પુસ્તકમાં "વનસ્પતિશાસ્ત્ર" માં જે વનસ્પતિઓ વિષે ઉલ્લેખ થયો ન હોય તે વનસ્પતિઓ અને તેમાંય ખાસ કરીને ઘણી જ ઉપયોગી ઘરગથ્થુ દવાઓ તરીકે વપરાતી ૧૦૦ વનસ્પતિઓનો સંગ્રહ છે. આ "વનસ્પતિ શતક" ને તેઓ પોતે "વનસ્પતિશાસ્ત્રનું બચ્ચું" કહેતા. આ પુસ્તક છપાઈને બહાર આવશે તો વૈદોને તેમ જ ઇતર જનસમાજને તે ઘણું જ ઉપયોગી થઇ પડશે. કોઇ ઉદાર સદ્‌ગૃહસ્થ આ કામ કરશે તો તે ગુજરાતને ઉપયોગી નીવડશે.

આ ઉપરાંત "Walks and talks among plants" અર્થાત્ "છોડવાઓ વચ્ચે સહેલગાહ અને વાતચિતો" ઉપર લખવાનો પણ તેમનો વિચાર હતો. આ વિચાર મૂળ તેમના પ્રિય મિત્ર ચેસ્ટર મૅકનોટનને સ્ફૂર્યો હતો. બૅટેનીનું જ્ઞાન લોકોને સહેલાઇથી મળી શકે એટલા જ સારું આવું પુસ્તક લખાવું જોઇએ એવો તેમનો પત્ર આવેલો અને તેની શરૂઆત કેમ થાય તે પણ તેમણે તેમાં બતાવેલું. હજુય એ પત્ર મોજૂદ છે. આ વિષય ઉપર જયકૃષ્ણભાઇએ લખવા માંડેલું. પ્રથમ શ્રીફળ—નાળીએરી લીધેલી છે અને ૧૫ પાનાં લખેલાં છે. આ લખાણ સાથે જ ટાંકણી વડે મૅકનોટનનો પત્ર ચકેલો છે. એટલે આ ઉપરથી એમ સમજી શકાય છે કે આ પુસ્તક છપાવવાનો પ્રસંગ આવત તો એ આખોય પત્ર છપાવવાની તેમની ઇચ્છા હતી.

"Sacred Plants of India" અથવા 'હિંદુસ્થાનના પવિત્ર છોડો' એ વિષય ઉપર સ્વ. પંડિત ભગવાનલાલભાઇએ ૧૫–૨૦ પાનાં લખેલાં હતાં. પં. ભગવાનલાલભાઇના મરણ પછી જયકૃષ્ણભાઇએ ગુરુના એ અધૂરા કાર્યને પૂરું કરવાનો આરંભ કરેલો. પણ આ વિષય માટે ધર્મના ગ્રંથો જોવાની મુશ્કેલી નડી, અને આશરે ૫૦–૬૦ પાનાં લખ્યા પછી લખાણ બંધ થયેલું—અટકેલું. એટલે સંસ્કૃત ગ્રંથો વાંચી જવાની તેમની અશક્તિ, વખતનો અભાવ અને બીજાં કામોમાં પરોવાયેલું તેમનું લક્ષ—એ બધાં કારણોથી તે ગ્રંથ લખાતો અધૂરો રહ્યો છે. આ વિષય માટે પણ સાધનો તો ઠીક ઠીક ભેગાં કરેલાં જોવામાં આવે છે. ફ્રીન્કેઇડની Tale of Tulsi Plant and other stories માંથી તુલસી, બીલી વગેરેની નોંધો લેવાયલી છે અને અહીં તહીં વાંચાઇથી પણ મળી આવેલું અથવા સાંભળેલામાં આવેલું પણ સંગ્રહેલામાં આવેલું છે.

સ્વ સેસ્ર મૅકનોટનને વિચાર પણ આવો ગ્રંથ લખવાનો હતો એમ જયકૃષ્ણભાઇએ એક વખતે વાતચિતમા કહેલુ એ પુસ્તકનુ નામ "Religio-medico' રાખવાનો તેમનો વિચાર હતો પણ ૫ ભગવાનલાલભા એ નામ પાડેલુ તે નામ જ કાયમ રાખવાનો જયકૃષ્ણભાઇનો મત હતો

આ ઉપરાત "મથેરાનના વનસ્પતિનું કેટલોગ" છપાવવાનો તેમનો વિચાર હતો માથેરાનમા જોયેલી વનસ્પતિઓની યાદિ તો તૈયાર જ છે મરાઠી નામો પણ લેટિન નામો સાથે લખેલા છે ફક્ત ગુજરાતી નામો આપવાના (માથેરાનમા જે ઝાડ થાય છે તેમાના ઘણાખરા ગુજરાત કાઠિયાવાડમા થતા નથી, એટલે તે દરેકના ગુજરાતી નામો નવા જ પાડવાના રહ્યા ગુજરાત કાઠિયાવાડમા જે વનસ્પતિઓ થાય છે તેને પણ કોણ નામથી ઓળખે છે? એટલે ઘણી ખરી વનસ્પતિઓના નામો તો જયકૃષ્ણભાઇએ પોતે જ પાડેલા છે એ પોતે જ કહે છે કે 'ઘણી ખરી વનસ્પતિઓ ઘી" કહેવા 'હુ પોતે જ છુ') અને પ્રસ્તાવના તેમ જ શરૂઆતમા થોડુક દિગ્દર્શન લખવાનુ જ બાકી છે આવી જ રીતે ગિરનાર અને આબુની વનસ્પતિઓના પણ નાના નાના કેટેલોગો તૈયાર કરવાનુ તેમને મન હતુ

'વનસ્પતિશાસ્ત્ર' ની પ્રસ્તાવનાને અંતે લખે છે કે વળી જો ગુણગ્રાહી પ્રજા તરફથી આ પુસ્તકની યોગ્ય કદર થઇ લખનારને ઉત્તેજન મળશે તો કાઠિયાવાડમા આવેલા ગિરનાર ગીર અને શેત્રુંજ્ય આદિ ડુંગરોમા તેમ જ હિંદુસ્તાનના બીજા ભાગોમા ઉગતી વનસ્પતિઓનુ પણ આવુ પુસ્તક બનાવવામા આવશે' (પ્રસ્તાવના પા ૧૦)

પણ શોકનો વિષય છે કે પ્રથમ ગ્રાસે જ મક્ષિકા જેવુ તેમના પ્રથમ ઉત્સાહના પરિણામ રૂપ 'વનસ્પતિશાસ્ત્ર' નુ થયુ કેળવણી ખાતાને ઉધઇ ખાઇ ગઇ અને તેને છપાવતા જે મુશ્કેલીઓ * આવેલી તે મધથી લખવાનો

* મિસ્ટર આખ ઘવલનો એક તા ૬-૫-૧૯૧૦ નો પત્ર છે, તેમાં તે લખે છે કે "આપ આપની કિંમતે પુસ્તક કાઢી ન શકતા માગ્યો છો આ બાબતમાં જાહેર ખબર આપના પુસ્તકને માટે લેવાય તેમ કરીશ. તે લોકો એ પુસ્તક લેશે બાકી અને તેનું જ જણાય છે ઉધઇ ચાર અને મણ સુધી પણ પૈસા હાથમાં આવી જતા હોય તો સૂચના જેવુ નથી એમ સેવાનો સો મત છે' આ પત્ર ૧૯૧૦ નો છે એટલે વનસ્પતિશાસ્ત્ર સાત વર્ષ ઘરમાં પડી રહીને ઉધઇ ખવાડ વા ૪ ૫ કરી, તે વખતે કદાચીત 'સારા સાહિત્ય" ને ત આપી દેવ

,, ૫ મુ આવળ વાવવા વિષે

,, ૬ ઠ્ઠું આવળ વાવવા વિષે

, ૭ મુ ચેગીવાં વિષે ( The white mangrove )

, ૮ મુ ફેગી મર અથવા જ્યુરીની વાવણી

, ૯ મુ નાળિયેરીની વાવણી

,, ૧૦ મુ ખારી જમીન સુધારવા વિષે (Reclamation of saline land )

પહેલા પ્રકરણમા કચ્છમા ઉગતી ૭૫ નૈસર્ગિક વગમા વડુચાયથી ૫૨૧ વનસ્પતિઓનુ વર્ણન એમ છે બીજા પ્રકરણમા કચ્છઅજના દર્શનીય શરદબાગમાં ઉગતી ૪૨ વનસ્પતિઓનો ઉલ્લેખ છે બાકીના ૮ પ્રકરણોમા તેમનો પોતાનો અનુભવ તેમ જ યુરોપિયન વિદ્વાનોના અનુભવ અને અભિપ્રાય દર્શાવવામા આવ્યા છે આ ૮ પ્રકરણોમા વૃક્ષ કેવી રીતે ઊછરતુ થાય ને કેવી રીતે સમૃદ્ધ થાય તે વિસ્તારથી દર્શાવવામા આવે છે ... પ્રત્યેની તેમની મમતા ડગલે ને પગલે તેમા દેખાઇ આવે છે આ પુસ્તક લખીને તમણે જન્મભૂમિનુ ઋણ ઠીક અદા કર્યુ છે

અને આ બધા ઉપરાંત કચ્છની જડીબુટ્ટી ની ચિત્રમાળા એ ... નમા ૧૦૦ વનસ્પતિઓના સુંદર ચિત્રો આપવામા આવેલા છે અગ્રેજીમા ના આવા ચિત્રોવાળા ગ્રથો અનેક છે પણ ગુજરાતી ભાષાના સાહિત્યમા તો વનસ્પતિઓ ઉપરના સચિત્ર ગ્રથ આ પહેલવહેલો જ છે

આ પુસ્તક લખના મહાગવર્ન્મેન્ટ વનખાતાના ખર્ચે છપાયુ, એટલે વનસ્પતિશાસ્ત્ર ની જેમ જયકૃષ્ણભાઇની બીજી કૃતિ નહોતી આ પુસ્તક ... વનસ્પતિશાસ્ત્ર' જેટલુ જ ... નથી પણ ... અને વધારે, ઉપયોગી છે એમાથી આપણા જગલ ખાતાના ઉપરીઓ જગલના સુપરિન્ટેન્ડન્ટો અને સ્વદેશની સેવા કરવાવાળા દેશભક્તો ધારે તો ઘણુ મેળવી શકે એમ છે જયકૃષ્ણભાઇની શૈલિ એકદમ સરલ અને છતાય સુરમ્ય છે સાદી ભાષા સાદી રીત અને લખાણમા વ્યાપકતા આ જયકૃષ્ણભાઇની શૈલિના મુખ્ય અંગો કહી શકાય

વનસ્પતિશાસ્ત્ર કરતાં કેટલીક નવી વનસ્પતિઓનું આ પુસ્તકમાં વર્ણન મળે છે. શેલા અસેળીઓ ( Farsetia Jaquemontii ), Pavonia Arabica રતોબલ અથવા કાળોવાળો, રાની ફુલડી ( Monsonia senegalensis ). મકીયો બીડો ( H. Trionum ). વાડકરીલી ( M. Cochinchinensis )સોમ, શીંગડીઓ સોમ ( Periploca aphylla ) આ અને આવી બીજી અનેક નવીન વનસ્પતિઓ આપણને પહેલી જ વાર કચ્છમાં જોવા મળે છે. કચ્છી ક્રહેવનોથી વિષયને ઠીક ઠીક દગાવો જનાવવા પ્રયત્ન કરેલો છે. ટુંકમાં, આ પુસ્તક ગુજરાની ભાષામાં તદ્દન નવીન અર્થાત અપૂર્વ છે. આ પુસ્તક લખીને જયકૃષ્ણભાઇએ કચ્છ સ્વસ્થાનની અને સમગ્ર ગુજરાતની સેવા બજાવી છે.

૭૬ વર્ષ જેટલી પરિપક્વ વયે અનેક મુશ્કેલીઓ વેઠીને આ ગ્રંથ લખી પૂરો કર્યા પછી તેઓશ્રી સને ૧૯૨૧ ના જાનેવારીમાં જાત્રા કરવા માટે ઉપડયા. જાત્રામા ' જો પ્રભુના ચરણારવિંદમાં પહોંચી જવાય તો ' આ પુસ્તક કોઇના પણ હાથમા આવે અને તેને કચરાપટ્ટીમાં ફેંકી ન દે એ હેતુથી તેને ( લખેલા પુસ્તકને ) શ્રીમદ્ભાગવતના રેશમી બાંધણામાં મૂકી, તેની સાથે એક પાના ઉપર મોટા અક્ષરે નીચેનું લખાણ લખીને, પુસ્તકને બરાબર બાંધીને કબાટમાં મૂકીને જાત્રાએ ગયા હતા :—" શ્રી કચ્છ સ્વસ્થાનની વનસ્પતિઓ અને તેની ઉપયોગિતાનું પ્રકરણ ૧ મોટું, કચ્છની બાગાયતી વનસ્પતિઓનું પ્રકરણ ૨ જું, અને આઠ પ્રકરણો બીજા મળી કુલ ૧૦ પ્રકરણોનું આ પુસ્તક સ્વચ્છ (fair) લખી લખાવી આજ રોજ આ પુસ્તક બંધનમાં બાંધી રાખેલું છે.

" આ પુસ્તક ખાસ કચ્છ સ્વદેશ જન્મભૂમિની યત્કિંચિત્ સેવા અર્થે લખેલું છે. તે છપાવી પ્રસિદ્ધ કરવાનું છે. ઇત્યાદિ. "

પણ પ્રભુ કૃપાથી તેઓશ્રી નિર્વિઘ્ને જાત્રા કરી ૫ મહિને પાછા પોરબંદર આવ્યા અને પછી કચ્છના રાવશ્રીએ જ તે પુસ્તક છપાવવાની ઉદારતા બતાવી.

### પ્રભુપરાયણ જીવન.

બ્રિસ્નાગ બ્રાહ્મણો મોટે ભાગે વૈષ્ણવો જ હોય છે, જયકૃષ્ણભાઇને પણ વારસામાં જ વૈષ્ણવ ધર્મનું દઢ પાલન પ્રાપ્ત થયું હતું. હમેશાં નિયમિત

સંધ્યોપાસના કરી, શ્રી સુદામાજીના દર્શન (દર્શન કર્યા સિવાય પોતે ભાગ્યે જ જમતા—અસગત પોગસદરમાં હોય ત્યાં સુધી જ) કરવા કથા કીર્તન કરતા. આ તેમનો હમેશનો ક્રમ હતો. નિત્ય સવારમાં વહેલા ઊઠી નાહી ધોઈ, સંધ્યાપૂજન કરીને પોતે શ્રી સુદામાજીના દર્શન માટે જતા અને ત્યાં તેમના પોતાના જ પ્રયાસથી ઉભી થયેલી "શ્રી સુદામા ભક્ત મંડળી" માં ૧–૧॥ કલાક સુધી બેસી કથા કીર્તન અને ભજન વગેરે સાંભળતા. ભજન કરતી વખતે તેઓ ઘણા જ એકાગ્ર થઈ જતા. રામકૃષ્ણ ગોવિંદ, રામ રામ રામ વગેરે ધૂન તો પોતે જ અર્ધો અર્ધો કલાક સુધી ચલાવતા અને બીજાઓને પણ ચલાવવા આગ્રહ કરતા.

મુંબઈના શ્રી નરનારાયણના મંદિરવાળા મહાત્મા શ્રી જાદવજી મહારાજ* તરફથી આ વિષયમાં તેમને દૃઢ પ્રેરણા મળી હતી.

સ્વ. સાધુ અમરનાથ ગુરુજી પરિવાર પણ આ મંડળીમાં ઘણો રસ ભાગ લેતા અને જયકૃષ્ણભાઈ બ્રહ્મસંકલ્પને તે સાધુવર્ગના ખૂબ લાભ અપાવતા.

વૈષ્ણવ મંદિરમાં તે અવારનવાર ભેટ વગેરે મોકલતા.

જાત્રાએ જઈ આવ્યા પછી તો તેમણે જીવનને ભક્તિમય બનાવવા તરફ ખાસ પ્રયાસ આરંભ્યો હતો. તેમના પોતાના જ શબ્દોમાં કહું તો, "હવે યાત્રાએથી આવ્યા પછી એવો વિચાર આવ્યો કે ચોમાસાના ૪ માસ બીજી પ્રવૃત્તિ મૂકી દઈ સ્મરણ ભજન પ્રાણાયામ નાદ આદિમાં જ સમય ગાળવો. આ વિચારને સર્વે શુભેચ્છકોએ સંમતિ આપી તેથી (સં. ૧૯૭૭) આષાઢ સુદી ૧૫ થી કાર્તિક સુદી ૧૫ સુધી તે પ્રમાણે અનુષ્ઠાન કર્યું. તેમાં પ્રભુદર્શન અને અદ્ભુત ચમત્કારિક દેખાવો અને અલૌકિક આનંદનો જે અપૂર્વ અનુભવ થયો તે લખાય તેવા નથી—તે તો અનુભવે તે જ જાણે—આવી

* શ્રી જાદવજી મહારાજ સ્વ. ૫. ભગવાનદાસભાઈ સાથે રહેતા, અને કહેવાય છે કે આ મહાનુભાવ સમાધિમાં એવા તો લીન થઈ જતા કે ત્રણ ચાર દિવસે પણ તેમનો પત્તો લાગતો નહિ. ઘણી વખત જાદવજીભાઈ ભગવાનદાસભાઈને ફલાણી દિશામાં અમુક સ્થળે તમને સ્વરૂપ મળશે માટે ત્યાં જાઓ એમ કહેતા અને બરાબર તે પ્રમાણે સાચું પણ પડતું. જયકૃષ્ણભાઈ પાસેથી આ મહાત્મા વિષે મેં ઘણું સાંભળ્યું છે.

વાતો કહી દેવાની ઘણાઓએ મના કરેલી કે માટે ન કહેવાય, તો પણ આટલું તો કહેવાઇ જાય છે કે-જેને વગર ખર્ચે પોતે પોતામાં જ અપૂર્વ ઇશ્વરી આનંદમાં મગ્ન થઇ જવું હોય, તો આ અનુષ્ઠાન ઉત્તમ છે—આમાં જરા શારીરિક અને માનસિક શ્રમ તો છે, પણ તે શ્રમનો બદલો લાખો અને કરોડો થી ન મળ તેવા નિરંજનપણાથી મળે છે—મારી નજરે તો ' **यो जाने जिसने पीया है प्रेमका प्याला** ' આ અનુષ્ઠાનની પૂર્ણાહુતિને દિવસે ગત સ્વપ્નમાં **महात्मा श्रीमन् नथुराम शर्मा** ના દર્શન થતા તેઓશ્રીએ કરુણાવાળી દૃષ્ટિ અને હાસ્યવદનથી આજ્ઞા કરી કે હવે પાસે પાસે આવાયું છે, માટે પ્રાણાયામ અને નાટક મેળવતા નહિ આ આજ્ઞા આશ્ચર્યની સાથે પ્રમથી શિરછત્ર કરી આ અનુષ્ઠાન દરમિયાન નાટકનો અભ્યાસ કરવાથી આ મારા ચશ્મા ઉતરી ગયા હતા તે અદ્યાપિ વાચતા ચશ્મા લેવા પડતા નથી ( સં ૧૯૮૧ ) ( કચ્છની જડીબુટ્ટીની પ્રસ્તાવના પા ૬ )

આ અનુષ્ઠાન વખતે ટૂકી સરખી ઉનની ઘાબળી પહેરી બરાબર ટટ્ટાર બેસી એકાગ્ર ચિત્તે ત્યારે તે નાટક કરતા ત્યારે તેમનું સ્વરૂપ ખરેખર ભવ્ય લાગતું માથે પગ્નેશ રખાવતા ગત તુલસી કયારા પાસે બેસીને અથવા અગાશીમા ફરતા ફરતા અને ઘરમાં કુટુંબ સાથે ભજન કીર્તન તો હોય જ

પરિશિષ્ટમા આપેલા તેમના ફોટાથી તેમના ભક્તિમય જીવનનો વાચકોને સારો ખ્યાલ આવશે

### કદર થવા લાગી.

પોરબંદરમા નોકરી ઉપરથી નિવૃત્ત થયા બાદ ઘણા રાજ્યો તરફથી જયકૃષ્ણભાઇની માગણી થયેલી નામદાર જામસાહેબે ઘણી વખત તેમને આ માટે પૂછાવ્યું હતું છોટાઉદેપુરના મહારાજાએ પણ તેમને ત્યા બોલાવેલા એક મોટા બેટીઆએ પોતાની ૧૫૦૦–૨૦૦૦ વીઘા જમીનમા બાગ, ખેતી વગેરે કરાવવામા તેમની સલાહ અને દેખરેખ માટે તેમને બોલાવ્યા હતા અને આ બધા સાથે કચ્છના રાવસાહેબનું આમંત્રણ હતુ એ વધારવા તે પોરબંદર રાજ્યની નોકરીમાંથી નિવૃત્ત થયા ત્યારનું ચાલુ જ હતુ જયકૃષ્ણભાઇએ ધાર્યું હોત તો મોટા મોટા રાજ્યોમા સારા પગારથી નોકરી

મેળવી હોત, અને ધન પણ સંપાદન કર્યું હોત પણ આ બધું તેમની વૃદ્ધાવસ્થામાં આવવા લાગ્યું હતું, એટલે બીજે ક્યાંઇ ન જતાં તેઓએ પોતાની જન્મભૂમિ કચ્છની સેવા કરવા માટે કચ્છ માંડવી ઉપડ્યા અને મરણપર્યંત ત્યાં રહ્યા. ઘણા સમય રજવાડાઓમાં જનાર્દનભાઈના જ્ઞાનની, પ્રમાણિકતાની અને એકનિષ્ઠાની તારીફ સાંભળીને તેમને પોતાના રાજ્યમાં બોલાવ્યા હતા. ખુદ પોરબંદરના રાણાસાહેબ પણ ઠેઠ આખર સુધી જનાર્દનભાઈને પોરબંદર આવીને રહેવા માટે વિનવ્યા કરતા પણ જનાર્દનભાઈએ વૃદ્ધાવસ્થામાં બીજે ક્યાંઇ જઇને સેવા કરવી તેના કરતાં પોતાને જન્મ આપનાર ભૂમિમાં જઇને તેની જેટલી બની શકે તેટલી સેવા કરી છૂટવાનું વધારે પસંદ કર્યું. સને ૧૯૨૨ માં પોતે કચ્છ ગયા. કચ્છના રાવશ્રીએ કચ્છ કાઠડા રાજમહેલ સુપરિન્ટેન્ડન્ટ તરીકે તેમની ૭૦૦ કોરીના માસિક પગારથી નિમણૂક કરી.



# પ્રકરણ ૧૪ મું.



## કચ્છમાં વૃક્ષારોપણ.

સને ૧૯૨૧ માં જયકૃષ્ણભાઇ તેમનાં પુત્રી સુંદરબેનના આગ્રહથી સહકુટુંબ યાત્રાએ ગયા. ત્યાંથી પાછા ફર્યા પછી કચ્છના મહારાવશ્રી ખેંગારજી બહાદુરના અતિ આગ્રહથી અને પોતાની જન્મભૂમિ કચ્છની સેવા કરવાના ઉદ્દેશથી તેઓ કચ્છ ગયા અને આખર લગી કચ્છમાં રહ્યા.

કચ્છમાં જયકૃષ્ણભાઇએ અનેક ઉપયોગી કામો કર્યા છે. સાધારણ રીતે કચ્છ જેવા નિર્જન પ્રદેશમા વૃક્ષોનો અભાવ તો હોય જ, એટલે વૃક્ષપ્રેમી જયકૃષ્ણભાઇએ ઝાડો ઉગાડવાનું કામ શરુ કર્યું. કાઠડા રાજમહેલની સડક ઉપર એ માટે એક નાની શી નર્સરી બનાવીને કૂંડાંમાં છોડ ઉછેર્યા. પછી માડવીથી કાઠડા રાજમહેલ સુધીની સડકની બન્ને બાજુએ તે ઝાડો રોપ્યા. પુત્રંજીવ, રોણ, સુમાત્રા, આવળ, ગરમાળો, લીંબડો, પારસપીપળો ઇત્યાદિ ઝાડો ઉગાડયા. સડક ઉપર ઝાડો ઉગાડી રહ્યા બાદ તેમણે કાઠડા રાજમહેલમાં તેમ જ અન્યત્ર ઝાડો વાવવા શરુ કર્યાં. પણ આટલાથી તેમને સંતોષ વળે તેમ ન હતું. તેમને તો આખા કચ્છને લીલોછમ કરવો હતો. એકલે હાથે તે બધે પહોંચી ન વળાય, એટલે પોતે " કચ્છ વૃક્ષારોપણ મંડળ " ની સ્થાપના કરી અને તેમા કચ્છના શેઠીઆઓ, અમલદારો અને જુવાનોને રસ લેતા કર્યાં. કચ્છના સામયિકોમા એ વાતની સારી પ્રસિદ્ધિ કરવામા આવી. મુંબઇ રહેતા ધનાઢ્ય કચ્છીઓને આ કામમા ધનની સહાય દેવા વિનવ્યા તેમની આ ધુન–લગની જોઇ ભલભલા નિરાશાવાદીઓ પલળ્યા અને તેમની સાથે કામમા જોડાયા કચ્છ માડવીના પ્રસિદ્ધ અસહકારી નેતા રા. ગોકુલદાસ ખીમજી શેઠ તો જયકૃષ્ણભાઇને પોતાના ગુરુ જ માનતા, એટલે તેમની તો આ કાર્યમા જ્યારે માગો ત્યારે સહાય હોય જ. ગોકુલદાસભાઇએ પોતાની ગાઠના પેમા

બચ્ચીને ઝાડો ઉછેરવામાં જયકૃષ્ણભાઈને ઘણી જ સહાય આપી છે. ગોકુલદાસભાઈ જ્યાં જ્યાં જાય ત્યાંથી વિવિધ જાતનાં બીજ લઈ આવે અને જયકૃષ્ણભાઈને આપે. દારેસલામ (આફ્રિકા) થી, પાવાગઢથી, ગિરનારથી, ડાંગથી, બોરીવલીથી, મહાબળેશ્વર અને માથેરાનથી બીજનો સંગ્રહ કરી લાવે અને પછી કચ્છમાં જઈ પોતાની વાડીમાં અને રાજમહેલના બાગમાં ઉછેરે. આ ખાદીપ્રેમી ત્યાગીને વૃક્ષો વાવવાનો એવો ચસ્કો લાગ્યો કે જયકૃષ્ણભાઈના તે પરમભક્ત બની ગયા. ગોકુલદાસભાઈ પહેલા એક વેપારી હતા, પછી અમહકારના યુગમાં દેશભક્ત બન્યા અને જયકૃષ્ણભાઈ પાસેથી વનસ્પતિશાસ્ત્ર શીખ્યા અંગ્રેજીનો મુદ્દલ અભ્યાસ નહિ. પણ જયકૃષ્ણભાઈએ એમને એવી રીતે રસ લગાડ્યો કે તે અત્યારે ભલભલા બોટેનિસ્ટોને મહાત કરી શકે એવું વનસ્પતિશાસ્ત્રનું જ્ઞાન ધરાવે છે. ફળ અને બીજના સંગ્રહના તે ભાઈ ભારે રસિયા છે, કારણ કે આ બન્નેની મદદથી નૈસર્ગિક વર્ગ ( natural order ) જલદી પારખી શકાય છે

એ ભાઈ એક વખત દારેસલામ ગયેલા ત્યા બાગમા ફરવા ગયા હતા. ત્યાંના બાગમા નવાં નવાં ઝાડો જોઈ તેમનું મન તે ઝાડોના નમૂનાઓ લેવા માટે લલચાયું અને કોઈની રજા મેળવ્યા વિના નમૂનાઓ (પત્રપુષ્પફલ સહિત) તોડ્યા. બાગના માળીએ આ જોયું, એટલે તે ગોકુલદાસભાઈને બાગના ઉપરી ગોરા સાહેબ પાસે તેડી ગયો પ્રથમ તો આ ગોરા સાહેબ ખૂબ ગુસ્સે થઈ ગયા અને એમને ધમકાવ્યા. ગોકુલદાસે ખરી વાત કહી દીધી: "મને વનસ્પતિશાસ્ત્રનો શોખ છે અને નવા ઝાડો જોયા એટલે કેવળ નાના નાના નમૂનાઓ જ મેં લીધા છે. " આ સાભળી ગોરો શાંત પડ્યો અને પરીક્ષા માટે થોડાક ઝાડોના વર્ગ પૂછ્યા ગોકુલદાસભાઈએ તુર્ત જ તે વર્ગો કહી આપ્યા એટલે ગોરાની ખાતરી થઈ, અને પછી તો તે એટલો ઢીલો બની ગયો અને કહેવા લાગ્યો કે " તમે હમેશાં અહીં આવતા રહેજો અને તમારે જે કંઈ લેવું હોય તે લેજો " પછી તો ગોરા સાહેબને પણ કંઈ ન સમજાતું તે ગોકુલદાસભાઈને પૂછતો. આ વાતનો પત્ર ગોકુલદાસભાઈએ જયકૃષ્ણભાઈ ઉપર લખેલો તેમાં લખ્યું હતું—' આ પ્રતાપ આપનો છે. '

આ ભાઈ જયકૃષ્ણભાઈના શિષ્ય હોવામા ગૌરવ માને છે અને હજી તેઓ ગુરુના અધૂરા મૂકેલા યજ્ઞને પૂરો કરવા તનતોડ પ્રયત્ન કરી રહ્યા છે. આ

લેખકના પણ તે મિત્ર છે. જયકૃષ્ણભાઇ અમને બન્નેને જોઇ સંતોષ અનુભવતા. અસ્તુ.

'કચ્છ વૃક્ષારોપણ મંડળ' ના પ્રાણ તો જયકૃષ્ણભાઇ જ હતા. આજે યુવરાજશ્રીના હાથે વૃક્ષારોપણ કરાવે તો કાલે નાના કુંવરને હાથે વૃક્ષ વવરાવે. મહારાવશ્રીના જન્મદિવસે પોતે અમૂક ઝાડ વાવવાનો સંકલ્પ કરે. કુંવરી સાહેબને હાથે પણ વૃક્ષારોપણ તો હોય જ. મુંબઇથી શેઠ શરજી વલ્લભદાસ આવે તો તેમના હાથે વૃક્ષારોપણ કરાવે. મહાત્માજી કચ્છમાં પધારેલા ને વખતે તેમના હાથે વૃક્ષારોપણ કરાવેલું. જે જગ્યામાં ગાંધીજીના હાથે વૃક્ષારોપણ કરાવ્યું હતું ત્યાં આગળ બીજાં ઝાડો વવરાવીને એ સ્થાનને 'ગાંધીકુંજ' એવું નામ આપ્યું છે. જયકૃષ્ણભાઇ પોતે જ્યારે પ્રથમ ગુજરાત પ્રાંતિક વૈદ્ય સંમેલન વખતે અમદાવાદ પધારેલા ત્યારે સત્યાગ્રહાશ્રમમાં જઇને મહાત્માજીની પરવાનગીથી પોતે એક વડ વાવી ગયેલા. મહાત્માજી આ 'અવધૂત' ને જોઇને ખુશખુશ થઇ જતા, 'નવજીવન' * મા રા. મહાદેવ દેસાઇએ જયકૃષ્ણભાઇની નીચેના શબ્દોમાં સ્તુતિ કરી છેઃ—

"જયકૃષ્ણભાઇની રાજ્યસેવા અને લોકસેવા સરખી છે. મેં એમને અવધૂત કહ્યા. કોઇ અવધૂત ઇશ્વરમાં જેવો તદાકાર હોય છે તેવા જ તેઓ પોતાના કાર્યની સાથે તદાકાર છે. કચ્છની જમીન ઝાડ વિના સદા તરસી છે એ વાત તેમના ચિત્તમાં પેસી ગયેલી છે, અને જેમ ગાંધીજી કેટલા માણસ કાંતતાં થયાં અને ખાદી પહેરતાં થયાં એમ ઘડીએ ઘડીએ અને પળે પળે ગણે છે તેમ કેટલાં ઝાડ કચ્છની ધરતીમાં નવા વવાયાં તે જયકૃષ્ણભાઇ ગણે છે. રેંટિયાની ત્રાકની અણી ઉપર ગાધીજીને રામની મૂર્તિ નાચતી જોવી છે; જયકૃષ્ણભાઇ વનસ્પતિ માત્રની દેવતાની જેમ પૂજા કરે છે. ચાલતાં ચાલતા કયું ઝાડ કયારે વવાયું, કેમ ખીલી રહ્યુ છે તેનો ઇતિહાસ તેઓ કહેતા જવાના અને પોતાનાં બાળકને જોઇને મા હરખાય તેમ ખીલતા ઝાડોને જોઇને તેમની છાતી ફૂલે છે. માંડવી બહાર રાજમહેલને રસ્તે એક જમીનનો કકડો ઝાડો માટે કાઢીને તેમણે ત્યાં ગાંધીજી પાસે વૃક્ષારોપણ કરાવ્યું. ગાધીજીનું સાંભળીને પ્રજા પણ સ્થળે સ્થળે વૃક્ષ રોપતી જાય અને સદા કચ્છને ભીનો અને લીલો કરે એ જયકૃષ્ણભાઇના મનોરથ છે. દહાડામા સેંકડો જણને ઝાડ રોપવાનું કહેતા હશે.

* 'નવજીવન' તા. ૨૨ નવેમ્બર ૧૯૨૫. પા. ૬૬.

"અને વનસ્પતિશાસ્ત્રનો તેમનો અભ્યાસ ! જંતુશાસ્ત્રી ફાબરના અભ્યાસ જેવો અગાધ હતો. ફાબર પ્રત્યેક જંતુના ખવાસો, રીતભાતો, રહેણીકરણી, હરખ શોક, જેટલી સૂક્ષ્મ રીતે જાણતો તેટલી જ સૂક્ષ્મ રીતે જયકૃષ્ણભાઇ પ્રત્યેક વનસ્પતિનું જાણે છે. ફાબરને યુરોપે જગપ્રસિદ્ધ કર્યો; જયકૃષ્ણભાઇને તો કચ્છ કરે ત્યારે ખરું ?

"કચ્છને લીલો કરવો છે અને રસાળ પણ કરવો છે. એ માટે ખારી જમીનને રસાળ કરવાના અખતરામાં તેઓ નિરાંત મશગૂલ છે. રેતીને ઉડતી અટકાવવાને માટે કરવાના પ્રયોગો, તેની ઉપર ઊંડાં મૂળ નાખીને જમીનને ઘટ્ટ કરનાર વનસ્પતિ, ઝાડોની વાતાવરણ ઉપર અસર, અને વરસાદને ખેંચવાની શક્તિ ઉપર વાતો સાંભળતાં તમે થાકો, પણ તેઓ કહેતાં નહિ થાકે.

"અને છતાં તેઓ કેવળ અવધૂત નથી, ડૉ. રાયના જેવા વિનોદી સ્વભાવના છે. ચાલતા ચાલતાં ડૉ. રાયની જેમ તેઓ વિનોદ કરે છે. ગાંધીજીની પાસે જે મંડપમાં વડ, પીપળો અને તુળસી રોપાવ્યાં તે મંડપની શોભામાં વૃદ્ધિ કરવા ઇંદ્રવરણાના જેટલા કડવાં તેટલાં જ રૂપાળાં ફળો ટાંગેલાં હતાં. મેં કહ્યું "આ કેમ ટાંગ્યા ?" "બીજાં ફળ અહીંઆં ક્યાંથી મળે ? અને અમે કચ્છીઓ ઇંદ્રવરણા જેવા છીએ તે મારે ગાંધીજીને બતાવવું હતું. તેમણે ગઈ કાલની રાતની સભામાં અમે કચ્છીઓ ઇંદ્રવરણાં છીએ તે જોઇ લીધું."

એ જ કચ્છની મુસાફરીના 'સ્મરણો' લખતી વખતે ગાંધીજીએ લખેલું— "શ્રી જયકૃષ્ણ ઇંદ્રજી એ ગુજરાતનું ભૂષણ છે. ગુજરાતમાં પોતાના વિષયમાં તન્મય થયેલી થોડી જ વ્યક્તિઓ છે. તેવી પ્રધાન વ્યક્તિઓમાં શ્રી. જયકૃષ્ણ ઇંદ્રજી ગોણે છે. બરડાનું ઝાડેઝાડ અને પાનેપાન તેઓ જાણે છે. વૃક્ષારોપણ ઉપર તેમનો એટલો બધો વિશ્વાસ છે કે તેઓ એ કાર્યને પ્રથમ સ્થાન આપે છે, અને તેથી અનેક પરિણામો આવી શકે છે એમ માને છે. એ વિષે એમનો ઉત્સાહ અને વિશ્વાસ ચેપી છે. મને તો એનો ચેપ ક્યારનોય લાગેલો છે. રાજા પ્રજા બન્ને ધારે તો જ્યાં વૃક્ષોનું જ્ઞાન ધરાવનાર આવી વ્યક્તિ વસે છે ત્યાં તેનો સંપૂર્ણ લાભ લઇને સુંદર વાટિકા બનાવી શકે..."

આ વૃક્ષારોપણ માટે તો જયકૃષ્ણભાઈએ પ્રતિજ્ઞા લીધી હતી. હમેશાં અમુક ઝાડ વાવ્યા પછીથી જ ખાવાની પ્રતિજ્ઞા એમના પત્રો ઉપરથી જાણી શકાય છે. માંડવીમાં હોય ત્યાં સુધી પોતે ઝાડ વાવતા, બીજા પાસે વવરાવતા, એ ઝાડોનો ઉછેર રોજ જોતા અને રાત પડે પોતે કરેલા કાર્યના સંતોષ અનુભવતા. ધન્ય એ લગની, ધન્ય એ તાલાવેલી ! !

કાઠડા રાજમહેલ બંધાઈ ગયો હતો અને તેમાં બાગ બનાવવાનો હતો અને સાથે સાથે રેતીના ઢુવા પણ દબાવવાના હતા. મહેલ જ્યાં હતો ત્યાં રેતી ઉડી આવતી હતી, એટલે એ કાર્ય જયકૃષ્ણભાઈને સોંપવામાં આવ્યું અને જયકૃષ્ણભાઈએ અનેક વાઢો બનાવી પવનને રોકી છોડો ઉછેર્યાં. કાઠડા રાજમહેલ આજે જઈને કોઈ જુએ તો તેને ભાગ્યે જ ખબર પડે કે અહીંઆં પહેલાં રેતીવાળી જમીન હશે. પણ આ બધા કરતાં કઠિન કામ તો તેમને ઉડતી રેતીના ઢુવાઓ દાબવાનું કરવાનું હતું અને અજબ ખંતથી તેમણે તે પાર પાડ્યું.

## ઉડતી રેતીના ઢુવાઓ Sand Dunes

આશરે ૭૫ માઇલ સુધી પથરાયલા રેતીના જબરજસ્ત ઢગલાઓને સમુદ્ર તરફથી ફુંકાતો પ્રબલ વાયુ જ્યારે ઉડાડે છે ત્યારે એ દ્રશ્ય જોવા જેવું હોય છે. કચ્છના યુવરાજ કુમારશ્રી ખાનુભા સાહેબે માડવીથી ૩ માઇલ દૂર કાઠડા રાજમહેલ બાંધવાનો વિચાર કર્યો અને આ ઢુવાઓને દબાવવા માટે શું કરવું જોઈએ તે માટે જયકૃષ્ણભાઈની મદદ માગી. કચ્છના મહારાવશ્રીએ અગાઉ યૂરોપિયન ઇજનેરોને આ ઢુવાઓ શી રીતે ખસેડવા તે વિષે પૂછ્યું હતું. પણ એ બડા માહેઓની બડી બડી વાતો સાંભળીને ચતુર મહારાવ સ્તબ્ધ બની ગયા હતા. 'એ રેતી ધમડી લઇ જવા એક નાનીશી રેલ્વે બાંધવી, પછી તે રેતીને ડબ્બામાં ભરી ભરીને ડુંગરોની ખીણમાં ભરવી, ડુંગરોને બંધ બાંધવા' ઇત્યાદિ કરોડોના ખર્ચવાળી યોજનાઓ રજુ કરવામાં આવી હતી. મહારાવશ્રીએ જ્યારે જયકૃષ્ણભાઈને આ વિષે વાત કરી ત્યારે જયકૃષ્ણભાઇ હસી પડ્યા હતા ! જયકૃષ્ણભાઈને કરોડો રૂપીઆની જરૂર ન હતી. એમને મન એ કામ મહેલું હતું અને તેમણે જ્યારે પોતાની યોજના મહારાવશ્રી પાસે મૂકી ત્યારે મહારાવશ્રીના આનંદનો પાર રહ્યો ન હતો.

'ઢુવાઓ' એ શબ્દ ગુજરાતના લોકો માટે નવીન છે. કચ્છ કાઠિયાવાડના લોકોને તે શબ્દ સારી રીતે જાણીતો છે. 'ઢુવા' એટલે સમુદ્ર કિનારે જામેલા રેતીના ઢગલા. આવા ઢુવા સમુદ્ર કિનારે ન હોય તો દરિયાનાં પાણી રોકાય નહિ. નદીઓમાં ધસડાઈ આવતી રેતી સમુદ્રમાં ભેગી થાય છે અને સમુદ્ર એ રેતીને કિનારે કાઢી નાખે છે. એટલે કિનારે આવી રેતીના ઢગ જામે છે. દયાળુ ભગવાનની આ કૃપા છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી થતી. દરિયાનાં પાણીને અંકુશમાં રાખનારા આ ઢુવા છે. અનેક વર્ષો પછી આ જ રેતીના ડુંગરા બંધાઈ જાય છે. પવન જોરથી ફુંકાય છે ત્યારે આ રેતીના ઢગલામાંથી રેતી દૂર દૂર સુધી ઉડે છે અને આજુબાજુનાં ખેતરો, ઘરો, ગામો વગેરેને નુકશાન કરે છે. બનતાં સુધી તો દયાળુ પ્રભુ આ ઢુવાઓ ઉપર પોતે જ વનસ્પતિ ઉગાડીને રેતી દાબવાનું કામ કરે છે, પણ ઈશ્વરની અગમ્ય લીલાનો અપૂર્ણ માનવીઓને પરિચય ન હોવાથી લોકો એ ઢુવાઓ ઉપર ઉગેલાં છોડ ઝાડ કાપી લઈ જાય છે અને ઢોરો પણ તેને ખાઈ જાય છે. પરિણામે ઈશ્વરના કાર્યમાં મનુષ્ય વિઘ્નકર્તા થઈ પડે છે અને એનું દુઃખ પણ જડજાત મનુષ્યો ભોગવી રહ્યાં છે.

આવા ઉડતી રેતીના ઢુવાઓ દબાવવાનું કાર્ય સહેલું નથી હોતું. બુદ્ધિશાળીની બુદ્ધિની તેમાં કસોટી થાય છે. માંડવીને કિનારે પગ મૂકતાં મુસાફરોને આવા ઢુવાઓનાં દર્શન થાય છે અને કેટલાંય મકાનો આવી રેતીમાં દટાયલાં જણાય છે. આ આફતનો કંઈક રસ્તો કરવો જોઈએ એમ ધારીને જ કચ્છના મહારાવશ્રી ખેંગારજી બહાદુરે જયકૃષ્ણભાઈને કચ્છ બોલાવ્યા અને ત્યાં જઈને જયકૃષ્ણભાઈએ એ કામ હાથ ધર્યું. પોરબંદરમાં આવો અનુભવ કંઈક જયકૃષ્ણભાઈને થયો હતો, પણ અહીંના પ્રમાણમાં તો તે નહિ જેવો જ ગણાય. ઢુવાઓને કેમ દબાવવા તે વિષે અંગ્રેજીમાં જે કંઈ સાહિત્ય હતું તે જોયું અને કામ આરંભ્યું.

જયકૃષ્ણભાઈ કુદરતના ભક્ત હતા અને પોતે માનતા હતા કે ઘણાંખરા કાર્ય તો કુદરત પોતે જ કરે છે. આપણે મનુષ્યોએ તો તે કાર્યને જોવાનાં જ હોય છે. મનુષ્યોને જો આંખો હોય તો કુદરતનું કાર્ય એ જોઈ શકે છે. ઢુવા ઉપર આપોઆપ કેટલાક છોડ ઉગતા હતા એ એમણે ધ્યાનપૂર્વક જોઈ લીધું. એ રેતીના ઢગલા ઉપર ઉગનાર છોડનાં મૂળીઆં કેટલાં લાંબાં હોય છે તે

પણ જોયું. પવન કઇ દિશામાંથી આવે છે, પવન સાથે શું શું ઊડીને અહીં પડે છે વગેરે ધ્યાનપૂર્વક જોવા લાગ્યા અને કુદરતે જ તેમને ટુવા કેમ દબાવવા એની પ્રેરણા આપી. તુર્ત જ તેમણે ટુવા ઉપર સખત બંદોબસ્ત રાખવા રખેવાળો રોક્યા એક પણ માણસ કે પશુનો ત્યાં પગ ન પડે એની સંભાળ રાખી. થોડાક કુંવારના ક્યારાઓ ( Squares ) કર્યા. ચોમાસામાં જેના હાથ આવ્યા તેનાં બીજ તે ક્યારાઓમાં વેર્યાં. જે દિશાએથી પવન આવતો હોય તે દિશા તરફ ખરસાંણી થોરની વાડો કરાવી. આવી રીતે કાર્યનો આરંભ કર્યો અને એકાદ વર્ષમાં તો નવાં નવાં છોડઝાડ ટુવાઓ ઉપર ઉગવા લાગ્યા. જોત જોતામાં ટુવાઓ લીલાછમ થયા અને રેતી દબાઇ.

કાકડા રાજમહેલ આગળ યુવરાજ કુમારશ્રી માધુભા સાહેબ માટે એક મહેલ બંધાતો હતો ત્યાંથી જ આ કાર્ય શરૂ કર્યું હતું. હાલ ત્યાં જઇને જોનારને લીલીછમ વનસ્પતિથી આચ્છાદિત થયેલા જાણે ડુંગરા ન હોય એવા ટુવાઓ જોવા મળે છે. એ પ્રતાપ જયકૃષ્ણભાઇનો.

યુવરાજકુમાર શ્રી માધુભા સાહેબના પ્રાઇવેટ સેક્રેટરી મી. સ્મીથે ' ટાઇમ્સ ઓફ ઇન્ડિયા ' જુલાઇ ૧૫, ૧૯૨૭ માં " The conquest of the Dunes " નામનો સરસ લેખ લખ્યો છે. એ લેખમાં તે જયકૃષ્ણભાઇના આ ભગીરથ કાર્ય માટે નીચે પ્રમાણે ઉદ્ગારો કાઢે છેઃ—

" The result has already exceeded expectations...... Any layman would be bewildered by the great number of various grasses, creepers, bushes and trees of which Mr. Jayakrishna knows and which he is steadily introducing or encouraging.

" The question remains how to deal with the huge domes of the moving Dunes. Mr. Jayakrishna is not one to be staggered by the problem. From his own experience and from the close study of such works as ' Tidal Lands ' by Carey and Oliver, and Bagnare's chapter on Dune Fixation in the ' Elements of Sylvi-

culture,' he knows how to tackle and eventually bring to anchor these elephantine dangers..............."

## પ્રાસંગિક વિવેચન.

ખેદનો વિષય છે કે આખા કચ્છ કાઠિયાવાડ અને ગુજરાતમાંથી આ રેતીના ઢુવાઓ કેમ દબાવાય છે, એને માટે જયકૃષ્ણભાઈ શું કરે છે તે જોવા જાણવાની કોઈને જરીકેય પરવા નહોતી, ત્યારે સ્મીથ સાહેબ જેવા એક યૂરોપિયને, તેનો આ વિષય ન હોવા છતાંય, કેવળ કુતૂહલ દૃષ્ટિએ જ તેનો અભ્યાસ કરવા માંડયો અને જયકૃષ્ણભાઈ પાસેથી કળે કળે બધું કઢાવી લઈ શીખી લીધું. પોરબંદરમાં દરિયા કિનારે રેતી દબાવવા માટે જે નાના પાયા ઉપર પ્રયાસો થયેલા તે જાણવાની પણ કોઈએ દરકાર કરી ન હતી. કચ્છમા પણ તે જ સ્થિતિ ! આપણા ઉપર પરદેશીઓ રાજ્ય કરે તેમાં શી નવાઈ ? આપણને નવું નવું જાણવાનું મન જ થતું નથી એનું શું કારણ હશે ?

બર્ડવુડ જેવો હાઈકોર્ટનો જજ એક શૉખ તરિકે વનસ્પતિશાસ્ત્રનો અભ્યાસ કરે; રાજકુમાર કૉલેજનો પ્રિન્સિપાલ ચેસ્ટર મૅકનોટન જેવો મહાપુરુષ કેવળ શોખને માટે જ વનસ્પતિશાસ્ત્ર શીખવા માટે જયકૃષ્ણભાઈ જેવાને ખૂણેથી શોધી કાઢી લાભ લે અને પછીથી 'સૌરાષ્ટ્રનો ફ્લોરા' લખવા જેટલી હિંમત કરે; એડી * જેવો એક બાયોલોજીકલ અને જીયોલૉજીકલ સર્વે કરનાર વિદ્વાન ( M. A., Ph. D., F. G. S. etc. ) ડુંગરોમાં પત્થરોનો અભ્યાસ કરતાં કરતાં વનસ્પતિઓને ઓળખવાનું પણ ન ભૂલે; જૂની શોધ ખોળમાં જ રત થયેલ મહાનુભાવ કેમ્પબેલ સાહેબ જેવા પણ અવારનવાર વનસ્પતિના નમૂનાઓ મોકલી મોકલીને નવીન વનસ્પતિઓનો પરિચય વધારતા રહે; સોરઠ પ્રાંતનો પોલિટિકલ એજંટ બેલ સાહેબ જયકૃષ્ણભાઈને ઍક્રિયન-ઓફ-કૉઈન્સ માટે પત્રો દ્વારા પૂછપરછ કરે ! ક્યાં યૂરોપિયન વિદ્વાનોની આ વિદ્યાપ્રિયતા અને ક્યાં આપણી વિદ્યાદરિદ્રતા ?

---

* એડી સાહેબ પણ જયકૃષ્ણભાઈના પરમમિત્ર હતા. તેમણે જામનગર, પોરબંદર વગેરે રાજ્યોની બાયોલોજીકલ અને જીયોલોજીકલ સર્વે કરીને સુંદર ગ્રંથો લખ્યા છે. આ વિદ્વાનને વનસ્પતિ ઓળખવાનો ભારે શોખ હતો, તે પોતે "Touch-me-not Plants" ઉપર પુસ્તક લખવા ઇચ્છતા હતા અને તે વિષે વારંવાર જયકૃષ્ણભાઈને પૂછતા.

હાઇકોર્ટના આપણા કોઇ દેશી જજ સાહેબને માથેરાન મહાબલેશ્વરની વનસ્પતિઓ જાણવાની પરવા છે ખરી ? કોઇ પણ કૉલેજના પ્રોફેસર—અરે ખુદ બૉટેનીના પ્રોફેસર—ને તેના કંપાઉન્ડમાં ઉગતી વનસ્પતિઓ જાણવાનો શોખ છે ખરો ?

આથી જ જયકૃષ્ણભાઇ યૂરોપિયનોને ખૂબ વખાણતા અને આપણા દેશી ભાઇઓના અજ્ઞાન અને અર્ધદગ્ધપાંડિત્ય માટે વારંવાર શોક દર્શાવતા. યુરોપિયનોએ જયકૃષ્ણભાઇનો જેટલો લાભ લીધો છે તેટલો, બલ્કે તેના ૧૦૦ મા ભાગનો પણ, દેશીઓએ કયાં લીધો છે ? અને આપણા લોકોમાં સારા માણસની કદર કરવાની શકિત પણ કયાં છે ? એ લોકો તો ધૂળમાં પડેલું સોનું ગૂર્ું જ જોઇ શકે છે. **बुद्धिर्यस्य बलं तस्य.**

* * * * * *

વાઇસરૉય લૉર્ડ ઇરવીન કચ્છ પધારવાના હતા ત્યારે કાકડા રાજમહેલ ઉપર એક Botanical Exhibition વનસ્પતિઓનું પ્રદર્શન ભરવાનું નક્કી થયું હતું. જયકૃષ્ણભાઇએ એ કામ પાછળ એટલી સખત મહેનત ઉઠાવી કે ટૂંક વખતમાં પ્રદર્શન અતિ સુંદર, દર્શનીય બની શકયું હતું. એ પ્રદર્શનને સર્વાંગ સુંદર બનાવવા જયકૃષ્ણભાઇએ તનતોડ શ્રમ લીધો હતો. આ લેખકને તેઓશ્રીએ એ કામમા સહાય આપવા માટે બોલાવ્યો હતો, એટલે તેને એઓ-શ્રીએ લીધેલા શ્રમની સારી ખબર છે. ઝીણામાં ઝીણી બાબત ઉપર તેઓ જાતે ધ્યાન આપતા અને સવારના ૮ થી રાતના ૧૦ વાગ્યા સુધી પોતે જાતે કામ કરતા. ભલભલા યુવાનો થાકીને લોથપોથ થઇ જતા, પણ એટલી ઉમરે તે થાકતા નહિ. પ્રદર્શન જોઇને લૉર્ડ ઇરવીન અને તેમની મંડળી ઘણી ખુશ થઇ હતી. પ્રદર્શનનો ખ્યાલ મેં પ્રસ્થાનમા આપ્યો છે તે જિજ્ઞાસુઓએ જોઇ લેવો.

આ પ્રદર્શન ગોઠવાયા પછી એબીસીનિયાના ગવર્નર સર જૉફ્રે આર્ચર કચ્છ પધાર્યા હતા, ત્યારે ફરી પાછું એવું જ પ્રદર્શન ગોઠવવામાં આવ્યું હતું. એ વખતે રાજમહેલ ઉપર એક ભવ્ય મેળાવડો ગોઠવવામાં આવ્યો હતો. તે પ્રસંગે નામદાર યુવરાજ કુમાર શ્રી માધુભા સાહેબે જયકૃષ્ણભાઇની નીચેના શબ્દોમાં તારીફ કરી હતી :—

"ચારિત્ર, દેશપ્રેમ, રાજ્યભકિત, શૌર્ય, ઉદારતા, જનસેવાની સતત ધૂન આદિ અન્ય બીજા ગુણો જેના જીવનમંત્રો છે એવી અસાધારણ ભવ્ય વ્યક્તિ-

એ દરેક કાળમાં, દરેક દેશમાં પ્રશંસા અને આદરપાત્ર બને છે જેમની ખાતર આજનો મહાન મેળાવડો ગોઠવવામાં આવ્યો છે તે પણ એવી જ અસાધારણ વ્યક્તિ છે અને એ વ્યક્તિ તે આપણા શ્રી જયકૃષ્ણ ઇન્દ્રજી.

"છેલ્લા પાંચ વર્ષની તેમની અતિ ઉજ્જ્વળ કારકીર્દિ વિષે મને જાત અનુભવ છે અને મને કહેવા દો કે આટલી પાકી વયે પણ તેમણે પોતાના કામમાં યુવાનને પણ શરમાવે એવો શ્રમ અને ઉત્સાહ દર્શાવ્યા છે. આની સાથે એમનું નિરભિમાનપણું તથા પોતાના કામમાં સામાને રસ કેમ ઉત્પન્ન થાય તે માટેની સતત કાળજી તો નજર રાખવારૂપ છે. 'મારું જ્ઞાન જનસમાજને ઉપયોગી કેમ થાય' એ જ એમનું રટણ છે અને તે તાત્પર્ય [illegible] બતાવવા તેમણે "કચ્છ રાજસ્થાનની વનસ્પતિઓ અને તેની ઉપયોગિતા" નું મોટું સુંદર સચિત્ર પુસ્તક તૈયાર કરી આપણી સમક્ષ રજૂ કર્યું છે. અંતમાં આજના ખાસ પ્રસંગ પર આવતાં મને કહેતાં અતિ આનંદ થાય છે કે શ્રી જયકૃષ્ણભાઈ! તમારા અથાગ ઉદ્યોગ, નિરભિમાનપણું, જનસેવા માટેનો ઉત્સાહ, રાજ્યભક્તિ અને દેશપ્રેમ આદિ ગુણોની આસ્વાદ, તમારી [illegible] આવી ઉજ્જ્વળ કારકીર્દિને [illegible] ચાહી, તમારું આયુષ્ય વધુ દીર્ઘ બને એમ ઇચ્છું છું."

આ જ પ્રસંગે જયકૃષ્ણભાઈને સાત તોલાના વજનનો સુવર્ણનો ચાંદ નામદાર શ્રી મહારાવ સાહેબના મુબારક હસ્તે ભેટ કરવામાં આવ્યો હતો. આ સાથેસાથે નામદાર શ્રી હજુરશ્રીએ જયકૃષ્ણભાઈના પગારમાં માસિક ૫૦ કોરીનો વધારો કરી આપ્યો હતો. તેમ જ એ પ્રદર્શન એક કાયમી Botanical Museum વનસ્પતિ પ્રદર્શનના રૂપમાં ફેરવી નાખવાનું ફરમાન પણ થયું હતું. આ બોટેનિકલ મ્યુઝિયમ માટે પછીથી જયકૃષ્ણભાઈએ શ્રમ પણ આરંભેલું. હવે એ કામની શી સ્થિતિ છે તે પ્રભુ જાણે!

કચ્છના મહારાવશ્રીની તેમ જ કુંવરાજશ્રીની તેઓ ઉપર અથાગ મમતા હતી અને તેમની વૃદ્ધાવસ્થા ધ્યાનમાં લઈ તેમને 'સ્ટેટ બોટેનિસ્ટ' તરીકે નામની જ નોકરી સોંપી હતી. કચ્છ રાજ્યે લાયક માણસની સારી કદર કરી તે જાણી ઘણાને આનંદ થયો હતો અને થાય એ સ્વાભાવિક છે.

આ પછી સંવત ૧૯૮૩ માં નામદાર માડુભા સાહેબના કુંવરીશ્રી રાજકુંવરબા પરણ્યા ત્યારે ફરીથી રાજમહેલ ઉપર એક નાનું વનસ્પતિ

પ્રદર્શન ગોઠવવામા આવેલ અને તે પણ ખાસ જ મગ્ન થયુ હતુ પ્રદર્શનો કેમ ગોઠવવા તેમા કઇ જાતની શોભા આવી એ તો જયકૃષ્ણભાઇને મગ્ન આવડતુ હતુ ઓછામા ઓછા ખર્ચે ...ા કેમ લવાય તે જયકૃષ્ણભાઇ શ્રી જાણતા પીળા ઇક્વરણા નડના પા ...ટેગ લીના શ્રીગણ કમ્મદા ઇત્યાદિના ૧૨ ખૂરના કુડા લીલી વનસ્પતિઓના થમો ઇત્યાદિ મનોજ્ઞ દશ્ય જોના જેવા થતા અને તેમાથી જયકૃષ્ણભાઇની ગમિ ...વાદષ્ટિનો આપણને ખ્યાલ આવતો

આ પછી તે જ મ નમા તેઓ મુન્દ્રા ગયા અને ત્યા કચ્છના ના મોટા સાવાથીના જન્મોત્સવ પ્રસગે પોતાના ખર્ચે એક વનસ્પતિ પ્રદર્શન પ્રજાને ભરી બતાવ્યુ હતુ તે વખતે મુદ્રામા ૧૦ થી ૧૨ હજાર વૃક્ષારોપણ પણ કરાવેલા જયકૃષ્ણભાઇએ મહારાઉના શુભ હસ્તે મુદ્રામા ગો નડ વવરાવ્યો હતો જે અદ્યાપિ 'સાધીવડ' તરિકે ઓળખાય છે

સ ૧૯૮૫ મા કચ્છના ના કુમાર શ્રી મેઘરાજજીના જન્મોત્સવ નિમિત્તે શ્રીઆશાપુરાજીના મ દિરમા ના કુમારશ્રી મેઘરાજજીના શુભહસ્તે આસોપાલવ તથા તુલસીના વૃક્ષોનુ વૃક્ષારોપણ કરાવ્યુ હતુ વિજયા દશમીને દિવસે શ્રી નાનીબા સસ્કૃત પાઠશાળાના મકાનમા ગત્વના કુમારશ્રી એ ભવ્ય વનસ્પતિ શાસ્ત્ર પ્રદર્શન ભરેલ અને તેની ઉદ્ઘાટન ક્રિયા ના કુમારશ્રી મનુભા સાહેબના શુભ હસ્તે કરાવવામા આવી હતી અને સોનમરીના વૃક્ષનુ વૃક્ષારોપણ કરાવવામા આ યુ હતુ

આ પછી શ્રી સુરેશ દીક્ષિત ( વનસ્પતિશાસ્ત્ર લઇને M ૧૯ થનાર પહેલવહેલા ગજરાતી ભાઇ ) રેતીના છોડવાઓ જોવા માટે જયકૃષ્ણભાઇ પાસ ગયા હતા જયકૃષ્ણભાઇ તે વખતે એટના બધા અશક્ત હતા કે તેમની સાથે જાતે ન જઇ શકયા અને પોતાના જમાઇને સુરેશભાઇ સાથે બધુ જોવા જોગ બતાવવા માટે મોકલી આપ્યા સુરેશભાઇએ કુમાર માસિકમા તેમની આ મુલાકાતનો ટૂક પરિચય આપેલો છે જયકૃષ્ણભાઇના આગ્રહથી સુરેશ ભાઇએ ભૂજની આલ્ફ્રેડ હાઇસ્કુલમા Botany ઉપર એક ભાષણ પણ રેલ આ જ સુરેશભાઇ વનસ્પતિશાસ્ત્ર નુ અગ્રેજીમા ભાષાતર કરતા હતા તે આપુ તણે ક્યા કાગળથી પાછળથી જયકૃષ્ણભાઇએ ના લખવાથી પડતુ મૂકવામા આવેલ એવા સમાચાર મને જયકૃષ્ણભાઇના જમાઇ તરફથી તેમન મરણ બા મળ્યા છે

જયકૃષ્ણભાઇએ પોતાના બધા પુસ્તકો નામદાર યુવરાજકુમાર શ્રી માધુભાને અર્પણ કરેલ છે અને શ્રી માધુભા સાહેબ હવે જયકૃષ્ણભાઇના સ્મારક તરિકે જયકૃષ્ણ બોટેનિકલ લાઇબ્રેરી ' સ્થાપવાના છે જયકૃષ્ણભાઇએ પોતાની હયાતી દરમિયાન કારડા રાજમહેલ ઉપર એ યોજના ગોઠવી હતી

નામદાર યુવરાજ કુમારશ્રી માધુભા સાહેબ જયકૃષ્ણભાઇનુ બાવલુ રાજમહેલના કંપાઉન્ડમા ખૂલ્લુ મૂકવાના છે એવી ઉડતી ખબર આવી છે જયકૃષ્ણભાઇનુ સાચુ સ્મારક તો ' બોટેનિકલ મ્યુઝિયમ ' અને ' બોટેનિકલ લાઇબ્રેરી ' જ હોઈ શકે



# પ્રકરણ ૧૫ મું.



## માલવીયજી અને મહાત્માજીનાં આમંત્રણ.

ભારતભૂષણ પંડિત માલવીયજીમાં સારામાં સારા માણસોને ખેંચવાની સુંદર શક્તિ છે. ગુજરાતના અજોડ વિદ્વાન રા. રા. આનંદશંકરભાઇને માલવીયજીએ પોતાના કરી લીધા છે અને આયુર્વેદિક કૉલેજ માટે ગુજરાતના સર્વશ્રેષ્ઠ વૈદ્યરાજ રા. રા. જાદવજીભાઇ ત્રિકમજી આચાર્યને પણ કાશી ખેંચ્યા હતા. માલવીયજીની ચકોર આંખો જયકૃષ્ણભાઇનું જવાહીર પણ સારી રીતે જોઇ ગઇ હતી; એટલે જ હિંદુ યુનિવર્સિટીમાં વનસ્પતિ ઉદ્યાન ( Botanical Garden ) બનાવવા માટે અને એમના વનસ્પતિશાસ્ત્રના જ્ઞાનનો લાભ લેવા માટે તેમણે આગ્રહપૂર્વકનું નિમંત્રણ જયકૃષ્ણભાઇને આપ્યું હતું. આ રહ્યો તેમનો પત્રઃ—

### માલવીયજીનું હિંદુ યુનિવર્સીટી માટે આમંત્રણ.

॥ श्रीः ॥

काशी विश्वविद्यालय,
बनारस, २१ जुलाई १९२९.

श्रीयुत जैकृष्णजी इन्द्रजी ठाकर महाशय,
नमस्कार—

मुझको श्री यादवजी त्रीकमजी महाराजसे यह जानकर बहुत प्रसन्नता हुई कि आपने वनस्पतिशास्त्रमें बहुत परिश्रम किया है और उसके विषयमें एक भारी ग्रन्थभी प्रकाश किया है। हम लोग काशी विश्वविद्यालयके आयुर्वेद विभागमें एक वनस्पति

## 'વનસ્પતિશાસ્ત્ર' હિંદીમાં.

પં. મદનમોહન માલવીયજીને રા. રા. વૈદ્યરાજ જાદવજી ત્રિકમજી આચાર્યે "વનસ્પતિશાસ્ત્ર" ની મહત્તાની વાત કરી હતી. વૈદ્યરાજ જાદવજીભાઈના કહેવાથી પં. માલવીયજી ઉપર જયકૃષ્ણભાઈએ "વનસ્પતિશાસ્ત્ર" ની એક નકલ પણ ભેટ મોકલી આપી હતી. આ પછી માલવીયજીનો "વનસ્પતિશાસ્ત્ર" નો હિંદી અનુવાદ કરાવવા સંબંધી રજા આપવાનો પત્ર આવ્યો હતો.

અહીં એક વાત કહી દઉં. ઘણાં ખરાં પુસ્તકોમાં "All rights reserved. Copy Right" આવું લખેલું હોય છે. "વનસ્પતિશાસ્ત્ર" છપાઈ રહ્યું ત્યારે સ્વ. સાક્ષર શ્રી ઇચ્છારામભાઈએ તેમને "વનસ્પતિશાસ્ત્ર" માટે પણ કૉપીરાઇટ લેવા કહ્યુ હતું, પણ જયકૃષ્ણભાઈએ ઘણી આનાકાની દર્શાવી હતી. છેવટે તે વિદ્વાન્ સાક્ષરના મનને નાછૂટકે માન આપી તેમણે "સર્વ હક્ક કર્તાને સ્વાધીન" એમ છપાવ્યું હતું. એટલે જ્યારે પં. માલવીયજી જેવા મહાપુરુષ તેનો અનુવાદ કરાવવાની પરવાનગી માગે ત્યારે તો તે ના કહે જ શાના ? "ભલે ખુશીથી હિંદીમા અનુવાદ થાય" કહીને રજા આપી દીધી.

હજી સુધી અનુવાદ હિંદીમા પ્રસિદ્ધ થયો નથી, પણ બે ત્રણ વર્ષમા થઇ જશે અને ત્યારે તેની સારી કદર પણ થશે.

## વિદ્યાપીઠ માટે મહાત્માજીનું આમંત્રણ.

મહાત્મા ગાધીજી પોરબંદરના રહીશ, એટલે પ્રથમથી જ પોરબંદરના આ હીરાને સારી રીતે ઓળખતા હતા. જ્યારે મહાત્માજી આફ્રિકામા હતા અને સત્યાગ્રહ ચાલતો હતો, ત્યારે "વનસ્પતિશાસ્ત્ર" માથી લીંબડાના ગુણદોષ વાંચીને તેમણે તાવ વાળાઓને લીંબડાનો રસ આપ્યો હતો, અને ઘણા ખરાનો મેલેરિયા સારો થઇ ગયો હતો. આફ્રિકાથી હિંદ આવ્યા પછી જ્યારે જ્યારે મહાત્માજી પોરબંદર જતા ત્યારે ત્યારે જયકૃષ્ણભાઇને મળતા અને એમની અભ્યાસની તન્મયતા જોઇને પરમ સંતોષ અનુભવતા.

ગુજરાત વિદ્યાપીઠના વિદ્યાર્થીઓને વનસ્પતિશાસ્ત્રનો કંઇક ખ્યાલ આવે એવા ઉદ્દેશથી મહાત્માજીએ જયકૃષ્ણભાઇને નીચેનો પત્ર લખ્યો હતોઃ—

સત્યાગ્રહાશ્રમ,
સાબરમતિ

ભાઈશ્રી પં. જયકૃષ્ણ ઇંદ્રજી

તમારો કાગળ વાંચી મને આનંદ થયો. ચિ. પ્રભુદાસની ઇચ્છા હોય ત્યાં સુધી તમારી પાસે રહી શકે છે. તમે નવરાશ લઈ અહીં મહાવિદ્યાલયના વિદ્યાર્થીઓને વનસ્પતિશાસ્ત્ર ઉપર થોડાં વ્યાખ્યાન ન આપો? જો આવો તો રજાના દિવસો પૂરા થયા બાદ ગોઠવણ થઈ શકે.

ચૈત્ર સુ ૪

મોહનદાસ ગાંધીના
વં. મા.

જ્યારે પ્રથમ ગુજરાત પ્રાંતિક વૈદ્ય સંમેલન અમદાવાદ મુકામે ભરાયું હતું ત્યારે જયકૃષ્ણભાઈ સંમેલનના અત્યંત આગ્રહને વશ થઈને પોતે ૧૦૪ જેટલો તાવ હોવા છતાં અમદાવાદ પધાર્યા હતા. સંમેલન બાદ ગુજરાત વિદ્યાપીઠના વિદ્યાર્થીઓ અને આચાર્યો સમક્ષ એક રસિક વ્યાખ્યાન આપ્યું હતું. તેમની તબિયત સારી હોય તો પ્રેમાભાઈ હૉલમાં તેમનાં ભાષણો કરાવવાં એમ અધ્યાપક રામનારાયણભાઈનું કહેવું હતું પણ તબિયતને લીધે તેમને પાછું જવું હતું એટલે તેમ બન્યું નહતું.

વિદ્યાપીઠમાં ભાષણ આપી રહ્યા પછી જયકૃષ્ણભાઈ સત્યાગ્રહાશ્રમ ગયા હતા અને ત્યાં એક વડનો છોડ રોપી આવ્યા હતા. મહાત્માજીના [illegible] ની વખતે તેમણે ધનાવરીનાં સુંદર ફૂલો મહાત્માજીને ધર્યાં હતાં જે જોઈ મહાત્માજી ખૂબ ખુશી થયા હતા.



# પ્રકરણ ૧૬ મું.



## માંદગી—અવસાન.

પોરબંદરમાં બાવો ડુંગર જોવા માટે વારંવાર જવું પડતું, એટલે જયકૃષ્ણભાઈ મોટે ભાગે ઊંટ ઉપર જ સ્વારી કરતા. જેટલો વખત પોતે પોરબંદર ગયા તેમના નિયમ હમેશાં ઊંટ પર સ્વારી તો હોય જ. કોઇક વખત તો આખો દિવસ ઊંટ પર મુસાફરી કરતા. આ ઊંટની સ્વારીને લીધે તેમની ઉમરમાં, પાછલી અવસ્થામાં દુખાવો ઉપડયો હતો. સિત્તેર વર્ષ સુધી તો ભાગ્યે જ એમને કંઇ રોગ થયો હતો. સિત્તેર વર્ષ પછી કેડનો દુખાવો જણાયો હતો અને જ્યારે તે રોગ તીવ્ર વેદના આપતો ત્યારે શેક કરી, આમનની રાબડી પી, જરા આરામ લઇ તે વેદનામાંથી મુક્ત થતા. આમ છતાં પણ અવારનવાર ગાડીમાં કે ઘોડા અને ઊંટ ઉપર સ્વારી તો હોય જ. પરિણામે જ્યારે જ્યારે મુસાફરી થતી ત્યારે ત્યારે કમર ખૂબ ઝલાતી અને દુખ પણ ખૂબ ભોગવતા. ઘણાય સ્નેહીઓ 'હવે આરામ લો તો સારૂં' એમ તેમને વારંવાર કહેતા પણ તે કોઇનું ન જ માને. આવી શારીરિક સ્થિતિમાં કોઇનું આગ્રહભર્યું આમંત્રણ આવે તો ખડા થઇ જતા અને જાણે કંઇ જ ન થયું હોય એમ જુવાનની માફક ચાલતા. પ્રથમ ગૂજરાત પ્રાંતિક વૈદ્ય સંમેલન વખતે સંમેલનના કાર્યકર્તાઓના અત્યાગ્રહથી, ૩–૪ ડિગ્રી તાવ હતો અને કમર ખૂબ દુખતી હતી છતાં, અમદાવાદ ગયા હતા અને ત્યાં જઇ પોતાનું કર્તવ્ય પૂર્ણ કરી આવ્યા હતા. મારા જેવો કોઇ તેમની પાસે જઇ ચઢ્યો તો પછી બધું જ દરદ ભૂલી જતા અને મારી સાથે બરડામાં આવવા તૈયાર થઇ જતા. ઘણીય ના કહું, પણ એકના બે ન થાય. Will power ઇચ્છાશક્તિ એટલી પ્રબલ કે શરીર બિચારૂં એવી સ્થિતિમાં તેમની આજ્ઞા ઉઠાવવા તૈયાર થઇ જતું. અવારનવાર આવી સ્થિતિ ચાલ્યા જ કરતી. મારી ઉપર એક પત્રમાં તેમણે લખેલું, "બધા કહો છો કે રેસ્ટ લ્યો, રેસ્ટર ગો પણ રેસ્ટ ક્યાં

" ડૉક્ટર સાહેબની સલાહ એવી થઇ કે સચામા પગ મૂકયો હોય તો પણ જલદી સારો થઇ જશે પરંતુ સચામા મૂકતા દુખાવો થાય તે દુખાવો માલમ ન પડે એટલા માટે કલૉરોફૉર્મનો ઉપયોગ કરવો જોઇએ કલૉરોફૉર્મથી ઘણા માણસો ગભરાય અને નામદાર હજુર શ્રી માડ્ગી હતા એટલે તેમની રજા વિના કલૉરોફૉર્મ ન લેતા એમ ને એમ જ પગ સચામા રાખવાની તજવીજ કરી

' સચામા પગ રાખતી વખતે ડૉકટરે ખૂબ જ કાળજી લીધી પણ દુખાવો ઘણો થયો પણ તે સહન કરી લીધુ

' સચામા રહ્યા પછી પગનો દુખાવો મટી ગયો પરતુ રાત્રિ પડતા માથાની ગાદીની ગરમી, આખાય પગમા કળતર, પગના આગળના ભાગમા પગનો થાપો લાગવાની પીડ, આખાયે પગમા અસહ્ય પીડા થઇ, નીદ્ર ઉંઘ ન આવી અને દુખના બગડા પાડવા લાગ્યા આ દુખ જોઇ ઘણા માણસો ગભરાઇ ગયા આખી રાત જાગ્યા અને બીજે દિવસ સવારમા ડૉકતર સાહેબને વિનતિ કરી સચામાથી પગ કઢાવી નાખ્યો પછી ઘસવા માટે લિનિમેન્ટ આપ્યા પણ સાથળ ઉપરનો સોજો ન ગયો પગનુ હલનચલન તદ્દન બધ રાખવાની ડૉક્ટરની સલાહ હતી "

## માંદગીની દિનચર્યા.

(૧) ચૈત્ર વદી ૧૧ થી શ્રી ગીતાજીનો પાઠ શરુ કરાવ્યો
(૨) શ્રી સત્યનારાયણની કથા વાચવાની બાધા લીધી
(૩) માદગીની કોઇ પણ વાતો નહિ કરતા પ્રભુનુ સ્મરણ કથાવાર્તા શ્રવણ ભજન આદિ શરૂ કર્યા
(૪) અગિયારથી દિવસમા ત્રણ ત્રણ વખત શખનાદ કરવાનુ જારી કર્યુ
(૫) મચ્છર અને જતુઓ માટે લીબડાના પાનનો ધૂપ અને ખુશનુમા હવા કરવા માટે પાદડીઓ અને ગુગળ—ધૂપ દર રોજ જારી રાખ્યો
(૬) પગની તમામ ટ્રીટમેન્ટ ( સારવાર ) મે ડૉકટર સાહેબ માર્ફત
(૭) ખોરાકમા ફકત દૂધ અને કાજી જ ચાલુ રાખ્યા બીજુ કઇ જ નહિ શિરા સારુ ન આવે તો તે માટે રા વૈદ્યરાજ મહાશ રભાઇની ફાકી રાત્રે લેવાની જારી રાખી

# પ્રકરણ ૧૭ મું.



## કુદરતના ખડતલ ભક્ત.

ચાર્લ્સ કીંગ્સલીએ તેના "ગ્લૉકસ ઑફ ધી વૉંડર્સ ઑફ ધી શોર" એ નામના ગ્રંથમાં કુદરતના ખડતલ ભક્ત 'A thorough naturalist' નું રસિક વર્ણન નીચે મુજબ આપ્યું છે:—

* "નિસર્ગભક્ત ખરેખર સુખી મનુષ્ય છે. દુઃખના સ્વપ્ના સેવવાનો તેને વખત જ નથી હોતો. એને માટે તો આ પૃથ્વી કાચ જેવી પારદર્શક છે, ત્યાં એ સર્વત્ર મીઠો સંબંધ, અનેક ભિન્નતામાં રહેલી એક પ્રકારની એકતા, નિયમ, કારણ અને કાર્યની અતૂટ શૃંખલા વગેરે સ્પષ્ટ રીતે જોઇ શકે છે અને પરિણામે તૂચ્છ સ્વાર્થ, લઘુતા અને સ્વ-આનંદના કુંડાળામાંથી નીકળી તે વિસ્મયયુક્ત, દિવ્ય આનંદ અને સેવામાંથી મળતો આનંદ વગેરે સાથે તાદાત્મ્ય સાધી શકે છે.

---

* Happy truely is the naturalist He has no time for melancholy dreams The earth becomes to him transparent everywhere he sees significancies, harmonies, laws, chains of cause and effect endlessly interlinked, which drew him out of the narrow sphere of self interest and self pleasing, into a pure and wholesome region of solemn joy and wander

*Our perfect naturalist should be strong in body; able to. . .* climb a rock, turn a boulder, walk all day, uncertain where he shall eat or rest, ready to face sun and rain, wind and forest, and to eat or drink thankfully anything, however course or meagre, he should know how to swim for his life, to pull an oar, sail a boat and ride the first horse which comes to hand, and finally he should be a thoroughly good shot......"

નિસર્ગનો ખરો ભક્ત શરીરે ખડતલ હોય છે તેને ઝાડ ઉપર ચડવુ, નદીમા હલેસા મારવા, આખો દિવસ પગે મુસાફરી કરવી-વગેરેમા આનદ આવે છે. ગમે તે ઠેકાણે જે કંઈ સુકું ખાવાનુ મળે તે તે હર્ષથી ખાઈ લે છે એ ક્યા ખાશે અને આરામ કરશે તેની પરવા વિનાનો હોય છે સૂર્યનો તાપ અને વરસાદની ધારાઓ અથવા વાવટોળિયા કે અરણ્યની નિર્જનતા તેને ગભરાવી શકતા નથી જે કંઈ ખાવા મળ્યું તે ખાઈ લેવામા તે આનંદ માને કે આત્મરક્ષણ માટે તેને તરતા આવડતું હશે, હલેસા મારતા તે શીખ્યો હશે, ગાડી હંકારતા તે જાણતો હશે અને ગમે તેવા તોફાની ઘોડા ઉપર તે સ્વાર થઈ શકતો હશે વળી તે આબાદ બંદુક ફોડનાર પણ હોવો જોઈએ ”

જયકૃષ્ણભાઈ જેવા ખડતલ કુદરતના ભક્ત ગુજરાતમા બલ્કે હિંદુસ્તાનમા ઘણા ઓછા હશે. તેમનું સુદૃઢ શરીર ગમે તેવા કષ્ટ સહન કરવા તૈયાર હતુ. તેમનો હસમુખો સ્વભાવ આજુ બાજુના મકવ વાતાવરણમા હાસ્ય રેલાવી શકતો ૨૫-૩૦ માઈલ પગે ચાલવુ એ તેમને મન રમત હતી અને ૭૦-૭૫ વર્ષની ઉમ્મરે મારા જેવા નરસતી યુવાનને મુગ્ધ કરી નાખે એવી ઝડપથી તે ચાલી શકતા, દિવસના દિવસ સુધી ઊંટ બેસવું અથવા ઘોડેસ્વાર થવુ તેમને મન કાઈ ભારે વિસાતમા ન હતુ. એક બે ગાઉ ઘોડે બેસી આવ્યા પછી મારી કમર દુખી ગઈ કહેનાર શેતલ મનુષ્યોથી જુદી જ રીતે ઈશ્વરે તેમને ઘડ્યા હતા. ઘરની ચાર ભિંતોમા ભરાઈ રહેવું તેમને જરાકેય ગમતું નહિ. ઝાડના ઝુંડ જોઈને તે રાજી રાજી થઈ જતા ડુંગર ઉપર કૂદતા કૂદતા ચઢી જતા વનસ્પતિ જોવા માટે હું જ્યારે તેમની સાથે બરડામા જતો ત્યારે હુ કાંટા કાંકરાની સભાળ લેવામાં તેમની પાછળ પડી જતો ! ૭૫ વર્ષની ઉમ્મરે બરડામા સસલાના બચ્ચાની જેમ અહીથી તહી ને તહીથી અહી દોડાદોડ કરી મૂકતા ન હોય એટલી સરલ ત્વરાથી તે ચાલી શકતા તે વખતે નીચુ નમીને કાંટા કાંકરા જોવાની તેમને ટેવ નહોતી માથા ઉપરના ઝાંખરા અને ડાખળા હ થથી સહેલાઈથી ખસેડીને તેમાથી પસાર થઈ જતા

જુવાનીમા તો તેમનું શરીર ‘ પડછંદ ’ હતું રબારીઓ તે જોઈને બ્હી જતા એક મુક્કો પડે તો સામો માણસ ભોય ભેગો થઈ જાય એવી તેમનામા

તાકાત હતી તેમના ભગવાડ ' મિત્રો ' પાસેથી મેં બરડાના પર્યટનોમાં કાનો કાન સાંભળ્યું છે કે "ભાઇ ! એ ચાલે ત્યારે અમારે પાછળ દોડવું પડતું હતું. તેની મૂછ તો જાણે સાવજ ધ્રૂકયો હોય એવી ! જ્યારે ગુસ્સે ભરાય ત્યારે આંખોમાં લાલ લોહી ભરાઇ આવતું. અમે તેને કહેતા કે ' અલ્યા જય-કૃષ્ણ ! તું ય અમારી સોબતમાં અમારા જેવો ડેડો થઇ જઇશ, ' ત્યારે તે ખડખડાટ હસતો "

મુસાફરી અલમસ્ત વનસ્પતિ પર્યટનોની મુસાફરી-મા નીકળતી વખતે તે ભાગ્યે જ થોડાક નાસ્તા સિવાય બીજું સાથે લેતા. મોટા મોટા બિસ્તરા સાથે ફરનારા મુસાફરાઓને જ્યારે જોતા ત્યારે તેઓ ભારે વિનોદ કરતા "ભાઇ ! આપણે તો બરડામાં જઇએ તોય આવા મોટા બિસ્તરાઓ લઇ જતા નથી. પણ આપણને કયા તેમની માફક કોમળ અવયવો છે કે પંચાત પડે ? એવા લોકોને બરડામા ફેરવવા જોઇએ અને ભગવાડા બતાવવા જોઇએ "

૭૭ વર્ષની ઉમરે તે મારી સાથે બરડામાં બિલેશ્વર આવ્યા હતા કઠ-ણની કડી હતી શરીર પણ હર્ષ જ્વરને લીધે લેવાઇ ગયું હતું અને કેડથી ઝનાઇ ગયા હતા. તે છતા બિલેશ્વર જવાનું સાંભળતા અમારી સાથે આવવા તૈયાર થઇ ગયા હતા અને ના ના કહેતા પણ પ-૬ માઇલ ચાલેલા આ છતા ક્યાંપિ પગચંપી કરાવવા દે નહિ કે 'ઓ બાપ !' ની ક્યાંઈ બૂમો ન પાડે ધન્ય સહનશીલતા ?

જિંદગીભરમાં તે ચા કે કૉફીને અડકયા નહોતા તેમનું માનીતુ પીણુ સુદર્શન-કાસુન્દરો ( નીગ્રો કૉફી ) હતુ. આ કૉફી તેઓ ઘરમા રાખી મૂકતા અને મહેમાનોને ભાવપૂર્વક ચખાડતા અને વખાણ કરતા તેમને લીધે પોરબંદરમા ઘણાયે લોકો આ કાસુન્દ્રાની કૉફી ( જયકૃષ્ણભાઇ એને સુદામા મૃત કહેતા ) પીતા થયા છે આ કૉફીના પ્રચાર માટે જયકૃષ્ણભાઇએ "વૈદ્ય કલ્પતરુ" મા લેખો આપ્યા છે અને દરેક પ્રદર્શનોમા પણ તે સાથે રાખતા ' અહોહો ! આટ આટલી નીગ્રો કૉફી આપણે અહીંઆ થાય છે પણ લોકોને તેની ખબર તમા જ પડી નથી. કેપ એન્ડ કં મારી ઉપર વેગનો બધ નીગ્રો કૉફીના બીયા મગાવવા માટે લખે છે, તમારી પોલ્સન્સ કૉફીમા આ બીજ મોટા પ્રમાણમા ભેળવવામા આવે છે, આમા લોહ, ગધક, વગેરે

ઉત્તમ તત્ત્વો છે, પણ આપણે તેને ન વાપરતા ચા અને કોફીના ડબ્બાઓ વાપરીને પરદેશીઓને ખાટવીએ છીએ !" આ તેમના ઉદ્ગારો હજુ ભૂલાતા નથી.

દાંત ગયા પછી તે દૂધ અને ખજૂરનું પાણી જ ( ખજૂરને પાણીમાં ચોળી નાખી પાણી ગાળી લેવું તે ) ઠેઠ મુસાફરીમાં લેતા. અનાયાસે જો દૂધ મળતું તો દૂધ પી લેતા.

ગયા ડિસેમ્બરમાં ( ૧૨–૧૨–૧૯૨૬ ) પાટણ આયુર્વેદ મંડળના પ્રિન્સિપાલ, મારા ગુરુવર્ય શ્રી અમૃતલાલભાઈ પ્રાણશંકર પટણી, કચ્છ માંડવીના ત્યાગી દેશભક્ત રા. રા. ગોકુળદાસ ખીમજી, હું અને જયકૃષ્ણભાઈ બરડો જોવા માટે બિલેશ્વર ગયા હતા. અમે મગપુર સ્ટેશને ઉતરી, ગાડામાં બેસીને બિલેશ્વર જતા હતા. રસ્તામાં રબારીઓનો એક નેસ આવ્યો. ત્યાં થઈને અમારું ગાડું જતું હતું. અમારે તેમની રચના અને બિચારા રબારીઓના દુઃખો વગેરે સાંભળવા હતા. એટલામાં એક વૃદ્ધ રબારી ત્યાં થઈને જતો હતો, તેણે જયકૃષ્ણભાઈને ઓળખી કાઢ્યા ( જયકૃષ્ણભાઈ પેન્શન ઉપર ગયા પછી ભાગ્યે જ બરડામાં આવતા, એટલે વચમાં આશરે ૨૦ વર્ષનો ગાળો પડી ગયેલો અને નવા નવા અમલદારો પણ ઘણા બદલાઈ ગયેલા ) તુરત જ તે વૃદ્ધ ગોવાળે રાડ પાડીને બધા રબારીઓને બોલાવ્યા. અમારું ગાડું થોભાવ્યું. જોતજોતામાં ૧૫–૨૦ રબારીઓ, તેમના જુવાન છોકરાઓ અને નાના બાળકો વગેરે દોડી આવ્યા. પેલા વૃદ્ધ રબારીએ તેની પોતાની 'રસિક' ભાષામાં જયકૃષ્ણભાઈની ઓળખાણ કરાવી. એક ભલો ડામા જેવો રબારી દૂધની દેગડી લઈ આવ્યો. બીજો ૪–૫ તાંસળા લઈ આવ્યો, અને ભરી ભરીને અમને આપવા લાગ્યો. જરા પણ કૃત્રિમતા નહિ, ખોટો વિવેક નહિ. 'અરે બાપા, તમે અમારે આંગણે ક્યાંથી ? અમે તે તમને બીજું શું આપીએ ?' કહેતા જાય અને દૂધના તાંસળા આપતા જાય. જયકૃષ્ણભાઈની આંખમાં ઝળઝળિયા ભરાઈ આવ્યા અને અમારા બધાની આંખોમાં પણ કંઈક એવી જ અસર થઈ. જયકૃષ્ણભાઈએ પાછીથી પૈસા આપવા માંડ્યા, પણ કેમે કરીને પૈસો ન લે ! આ દૃશ્ય જોઈને મને દિલીપ અને સુદક્ષિણાને વસિષ્ઠ આશ્રમે જતા રસ્તામાં મળેલા વૃદ્ધ ગોવાળો યાદ આવ્યા હતા. જયકૃષ્ણભાઈની આંખમાં આનંદમાં પાણી ઉભરાતાં હતાં.

વિનોદ એમને અતિપ્રિય હતો. સાધુઓની વાતો કરતા તેઓ ખૂબ હસતા.

એ કદિ ગામમા જઈ ઓળખીતાને ત્યા નાસ્તો ન કરે. ગામની પાધરે વડ કે પીપળાની છાયમા નદી કિનારે બેસી પોતે નાસ્તો કરી લે અને પછી જ કોઈને મળવુ હોય તો ગામમા જાય.

વૃદ્ધાવસ્થામા પણ કદિ તે મારા પલંગમા નરમ સુવાળા ગાદલા પાથરી સૂતા નહિ. ભીંડીથી ભરેલો એક ખાટલો, તેના ઉપર પાથરેલા એક બે ગરમ કામળા અને ઉપર ચાદર. બસ આટલુ જ તેમની શય્યામા હોય. ઓઢવા માટે પણ ગરમ કામળો જ હોય. કેડ દુખે અને ફાટે કે તાવમા ફફડે, પણ આવી પથારી ન જ બદલે. એ કહેતા કે 'મારા કરડા હાડકાંને નરમ ગાદલા નડે છે. ભીંડીનો ખાટલો ખૂબ elastic ઢીલો હોય છે, એટલે તમારા spring સ્પ્રિંગના ખાટલા કરતા કે પાટિયા જડેલા જનપલંગો કરતા મને આ વધુ ગમે છે.'

રાત્રે ઈશ્વરસ્તુતિ કરીને સૂઈ જતા. સવારમા હમેશા વહેલા ઉઠતા અને દાતણપાણી કરી નાહી લઈ સૂર્ય ઉગતામા મંદિરે જવા તૈયાર થઈ જતા. પોરબંદરમા હોય ત્યા સુધી સુદામાજીના દર્શન કર્યા વિના ન રહે. કૃષ્ણની બગી જોઈ પોતે આનંદમા આવી જતા. રાધાજીના કે સુભદ્રાજીના દર્શન કર્યા પછી આંખમા ઝળઝળીયા ભરાઈ આવતા. ઘણી વખત તો હુ સાથે હોઉં એટલે મંદિરની બહાર નીકળી મને કહે, "બાપાલાલ! આજે તો સુભદ્રાજી મને તારી ખબર પૂછતા હતા. બાપાલાલ! તમારી ઉપર એમની ભારે કૃપા લાગે છે. ઘણી વખત મને સ્વપ્નામા પણ તમારી ખબર પૂછે છે. વાહવાહ!'

વૈષ્ણવ હોવા છતા મારા વિદ્વાન જૈન યતિઓ પાસે પણ જતા અને ઉપદેશ સાંભળતા. ઘણા જૈન યતિઓ સાથે તેમને મીઠો સંબંધ હતો. જૈન મુનિ ત્રિલોકચંદજી પ્રત્યે તેમને પૂજ્યભાવ હતો.



# પ્રકરણ ૧૮ મું.

## સ્વ. કીર્તિકર અને જયકૃષ્ણભાઇ

સુપ્રસિદ્ધ વનસ્પતિશાસ્ત્રજ્ઞ સ્વ. કીર્તિકરે ( Lieutenant Colonel K. R. Kirtikar. F. L. S, I. M. S. ) વનસ્પતિશાસ્ત્ર ઉપર અંગ્રેજીમા ઘણા પુસ્તકો તેમ જ લેખો વગેરે લખેલુ છે તેમનું Poisonous Plants of Bombay બે ભાગ, Indian Medicinal Plants બે ભાગ વગેરે પુસ્તકોએ તેમની કીર્તિમા ઘણો વધારો કરેલ છે

જયકૃષ્ણભાઇના વખતમા તે વખતે મહાભાગ્યે ઘણા વિનીત જિજ્ઞાસુ વિદ્વાન પણ હિંદમા હયાત હતા હવે તો તેવા જિજ્ઞાસુ યુરોપિયનો પણ નજરે આવતા કે નથી આપણા હિંદીઓને પણ તે વિષયનો કંઇ શોખ સ્વ. ડૉ. કીર્તિકર વનસ્પતિશાસ્ત્રમા સમર્થ નિષ્ણાત હતા અને એને જ લીધે એમને 'ફેલો ઓફ ધ લીનીયન સોસાયટી' ( F. L. S. ) ની માનવત ઉપાધિ મળી હતી તે વખતે એ ઉપાધિ હિંદુસ્થાનમા ઘણા ઓછા માણસોને મળેલી હતી આ વિવિધ શક્તિસંપન્ન વિદ્વાન જયકૃષ્ણભાઇ ઉપર વારંવાર નમૂનાઓ મોકલીને પોતાની શંકાઓનુ સમાધાન મેળવતા હતા ન ઓળખે તે નમૂનાઓ તેઓ મોકલી આપતા, તેમણે ન જોયા હોય એવા નમૂનાઓ જયકૃષ્ણભાઇ પાસેથી મંગાવતા અથવા અમુક નમૂનાઓ સંદિગ્ધ હોય તો તે બન્ને નમૂનાઓ મંગાવતા આવી રીતે વનસ્પતિના લીલા સૂકા ફેરવાયે નમૂનાઓની તેમણે જયકૃષ્ણભાઇ પાસે માગણી કરી હતી અને ઘણી વનસ્પતિઓ ઓળખી હતી એ પ્રખર વિદ્વાન પોતે એક પત્રમા લખે છે —

*Alexandra Lodge*
Andheri
25 Sep 10

My beloved Bhai *Jayakrishnabhai*

Yours of the 26 to hand yesterday Thanks for it.

After I wrote to you enclosing the plant you name as *Tridax procumbens*, the following day your friend વૈદ્યરાજ Jadavji Trikamji called & presented me with a nicely bound copy of your most excellent work વનસ્પતિ શાસ્ત્ર. It does credit to your superb knowledge of Indian Botany. *To me you are an authority on the subject.* I shall write to you more fully on your work. Indeed I can find no mistakes. I have much to learn from your book.

I hope you are well. With kindest regards

Bhai Jayakrishna,
always remember me
your most grateful brother
**K. R. Kirtikar**

P. S. *You are my guiding light in Botany.*

કીર્તિકર સાહેબની ઘણી ભલો જયકૃષ્ણભાઇએ સુધરાવેલી હતી, વારંવાર નમનાઓ મોકલી આપ્યા હતા. કીર્તિકરના ઘણાય પત્રો અદ્યાપિ જયકૃષ્ણભાઇ ના સંગ્રહમાં મોજૂદ છે. પરિશિષ્ટમા તેમાના કેટલાક આપ્યા છે.

આવો વિદ્વાન " To me, you are an authority on the subject "—અને " You are my guiding light in Botany "—"વનસ્પતિશાસ્ત્રના વિષયમા તો તમે જ મારા પ્રમાણ છો," "વનસ્પતિશાસ્ત્રમા તો તમે મારા પથદર્શક દીપક છો " એટલો ભાવ દર્શાવે એ શું ગુજરાતના વનસ્પતિશાસ્ત્રી માટે મગરૂર થવા જેવુ નથી ?

પણ એકલા કીર્તિકર જ શા માટે ? જયકૃષ્ણભાઇ ઘણાખરા વનસ્પતિ શાસ્ત્રીઓને પોતાનાથી બનતી એટલી સહાય ઉદાર હૃદયથી આપતા. ડૉ નૅર્ઝન્ (ફ્લાવરીંગ પ્લેન્ટસ ઑફ વેસ્ટર્ન ઇન્ડિયાનો લેખક), ડૉ. ડિમક (મૅટીરિયા મૅડિકા અને ફારમાકોપિયા ઇન્ડિકાનો વિદ્વાન લેખક), ડૅા થીયોડર કૂક (માથેરાન ફ્લોરાનો કર્તા) વગેરેને જયકૃષ્ણભાઇએ પોતાના વનસ્પતિ શાસ્ત્રના જ્ઞાનનું દાન કર્યું હતું.

બોમ્બે બ્રેંચ ઑફ ધી રૉયલ એશિયાટિક સોસાઇટીની શતસંવત્સરી પ્રસંગે વિજ્ઞાન વિભાગ આગળ ૧૯૦૫ ના જાન્યુઆરીની ૧૯ મી તારીખે સ્વ

કીર્તિકરે " Progress in Natural History during the last Century " નામનું મનનીય ભાષણ આપેલું. તે ભાષણમાં પણ ડૉ. કીર્તિકર સાહેબ જયકૃષ્ણભાઈને ભૂલ્યા નથી.—

1 " They form the Second edition of Dr Khory's original work published, many years ago, under the same name—' The materia medica of India ' It is full of varied information originally supplied by my friend Mr. Jayakrishna Indraji of Porebundar. Jayakrishna's knowledge of Indian plants is always accurate * Mr. Jayakrishna, besides, supplied a good deal of valuable information to the Rev. Mr. Nairne when Mr. Nairne's *work, already referred to,* was in progress. " p. 17.

---

* આ જ સંબંધમાં એક બીજો પત્ર વાંચવા જેવો છે તે આ રહ્યો :—

**Alexandra Lodge,**
*Andheri, 19-1-11*

My dear Bhai Jayakrishna Indraji,

Thank you very much for the specimens which all came in good state. I have examined them all. and *will soon mount them* on good brown papers But do you know that in paper printed in ink such as newspapers, the moths & worms don't attack plants *readily ?*

Your kindness induces me to trouble you still further, and that is to ask you to kindly make for me a *full* collection of as many more plants of *Barda Dunger* and other places as you can, round about you

I shall pay all expenses, mind you. What I want is a full collection, identified by you. *To me you are an authority You may depend on my word that you are the most reliable person, as regards identification of plants, I have ever known in my life. . ... .. .......*

*Yours very sincerely,*
**K. R. Kirtiker.**



# પ્રકરણ ૧૯ મું.



## જયકૃષ્ણભાઇનું પુસ્તકાલય.

કોઇ પણ પ્રજાની સંસ્કૃતિના માપ માટે જેમ તેનું સાહિત્ય જોવામાં આવે છે, તેમ વ્યક્તિના માપ માટે તેનું પુસ્તકાલય જોવામાં આવે તો વ્યક્તિ કેવી છે તે સહેજે આપણા સમજવામાં આવે એમ કહી શકાય.

જયકૃષ્ણભાઇના પુસ્તકો જોતાં જ તે એક ભક્ત હૃદયના પુરુષ હતા એમ કહેવાનું મન થઇ આવે છે. ગુજરાતી, હિંદી, વ્રજ વગેરે ભાષાના ભક્તિ વિષયક પુસ્તકોનો તેમની પાસે મોટો સંગ્રહ હતો. ભક્ત પઢિયારના તમામ પુસ્તકો તો તેમની પાસે હોય જ, કારણ કે બન્ને ગાઢ મિત્રો હતા, બન્ને ભક્તો હતા.

પુષ્ટિમાર્ગના ઘણા પુસ્તકો તેમની પાસે હતા. કેટલાક હસ્તલિખિત પુસ્તકો તો અત્યારે મળવા પણ દુર્લભ એવા હતા. તેમના મોટા ભાઇ, જે પરમ વૈષ્ણવ ભક્તકવિ હતા, તેમનો આ સંગ્રહ તેમણે મરણ વખતે જયકૃષ્ણભાઇને સોંપ્યો હતો. જયકૃષ્ણભાઇએ ઘણા પુસ્તકો વૈષ્ણવ મંદિરોમાં ભેટ આપી દીધા હતા, છતાં યે જે સંગ્રહ હતો તે અમૂલ્ય કહી શકાય એવો હતો.

નવલકથા, જીવનચરિત્ર, ઇતિહાસ ઉપર પણ ઠીક પ્રમાણમાં પુસ્તકો હતા. જીવનચરિત્રો વાંચવાનો તેમને ભારે શોખ હતો. સસ્તા સાહિત્યના તમામ પુસ્તકો તે અથથી ઇતિ સુધી વાંચી જતા.

પણ આ બધા કરતાં મોટો અને વિશિષ્ટ સંગ્રહ તો વનસ્પતિશાસ્ત્ર (બૉટની) ના પુસ્તકોનો હતો. અંગ્રેજી સાહિત્યમાં બૉટની ઉપર જેટલા શિષ્ટ ગ્રંથો મનાય છે તેટલા બધા જ ગ્રંથો તેમની પાસે હતા એમ કહું તો અતિશયોક્તિ નહિ જ થાય. આમાંના ઘણાખરા પુસ્તકો અત્યારે હિંદમાં ભાગ્યે જ

મળે છે હુકર્સ ફ્લોરા ઑફ બ્રિટિશ ઇન્ડિયાના ૭ વૉલ્યુમો અત્યારે ૫૦૦ રૂપીઆ ખરચતા પણ નથી મળતા. ડિમકની મટીરિયા મેડિકા, લાઉડનની એન્સાઇક્લોપીડિયા, વૉઇટ ( Voigt ) નુ કલકત્તા હૉર્ટસ્ની રૉક્સબર્ગનો ફ્લોરા ઇન્ડિકા, વીન્ડનેનો ફ્લોરા મેડિકા ડા ગ્રેવનો બોમ્બે ફ્લોરા ગ્રેહામનો બોમ્બે પ્લેન્ટસ, બ્રેન્ડીસનો ફૉરેસ્ટ ફ્લોરા ઑફ નૉર્થ વેસ્ટર્ન એન્ડ સેન્ટ્રલ ઇન્ડિયા વાઇટનુ આઇકોન્સ પ્લેન્ટેરમ ઇન્ડી-ઓરીએન્ટાલીસ, વાઇટ અને આર્નોટનું પ્રોડ્રોમસ ફ્લોરી પેનીન્સ્યુલી ઇન્ડી ઓરીએન્ટાલીસ મખાગમ અર્જુનનો બોમ્બેડગ્ઝ, મેડન્સ ગ્રાસીસ ઑફ ઇન્ડિયા વગેરે કિંમતી પુસ્તકો જે અત્યારે મોંમાગ્યા દામ આપતા પણ હિંદમા ભાગ્યે જ મળી શકે તે જયકૃષ્ણભાઇ પાસે હતા.

હુકરના સાત વૉલ્યુમો તેમને રેવરન્ડ કેમ્પમેન સાહેબે ભેટ આપ્યા હતા. ( જુઓ પરિશિષ્ટ ) નેઇર્નનું ફ્લાવરીંગ પ્લેંટસ ઑફ વેસ્ટર્ન ઇન્ડિયા તો નેઇર્ને પોતે જ, તેમણે આપેલી મદદના બદલામા, ભેટ આપેલું આ સિવાય બીજા કેટલાક પુસ્તકો પણ યૂરોપિયન મિત્રોએ તેમને ભેટમા આપેલા સર ચેસ્ટર મૅકનોટન ઘણા પુસ્તકો ભેટ આપતા.

આ પુસ્તકો જયકૃષ્ણભાઇને અતિ પ્રિય હતા પણ તેમને પુત્ર ન હોવાથી, તેમ કોઇ તેમનો વારસો સભાળે એવો માણસ ન હોવાથી આ બધા પુસ્તકો તેમણે પોતાની હયાતીમા જ યોગ્ય માણસો તેમ જ સસ્થાઓને સમર્પણ કરી દીધા હતા પુષ્ટિ માર્ગના તમામ પુસ્તકો પોરબદરની વૈષ્ણવ હવેલીઓમા ભેટ આપી દીધા હતા નવલકથા, ઇતિહાસ વગેરેને લગતા પુસ્તકો પોરબદર સ્ટેટ લાઇબ્રેરીમા ભેટ આપી દીધા હતા. તેમના બોટનીના પ્રિય પુસ્તકોમના કેટલાક આ લેખકને તેઓશ્રીએ ભેટ આપ્યા છે, કેટલાક રા રા વૈદ્યરાજ અમૃતલાલભાઇ પ્રાણશકર પટ્ટણીને આપ્યા છે, અને બાકીના થોડાક પોતાની સાથે કચ્છ માડવી, વખત આવે કામ આવે એ ઉદ્દેશથી, લઇ ગયા હતા એમણે ધાર્યુ હોત તો બોટનીના પુસ્તકોના આશરે બે ત્રણ હજાર રૂપીઆ ઉપજાવી શકત ! પણ પુસ્તકો વેચે એવા એ ક્ષુદ્ર હૃદયના ન હોતા પુસ્તકો આપતી વખતે તેમની આખમા ઝળઝળીયા ભરાઇ આવતા

પ્રથમ તો આ પુસ્તકોના ૫ વર્ગ પાડીને દરેક વર્ગનાં પુસ્તકોનો શી રીતે નિકાલ કરવો એ તેમણે નક્કી કરેલું. ખેતીનાં તેમ જ પુરાતત્ત્વને લગતાં તમામ પુસ્તકો શ્રી ગુજરાત પુરાતત્ત્વ મંદિરને અને સ્વ. પં. ભગવાનલાલભાઈનું જીવનચરિત્ર લખવામાં કામ આવે એવાં કાગળીઆં રા. રામનારાયણ પાઠકને આપવાનો નિશ્ચય કર્યો હતો. ખેતીવાડી અને વનવિદ્યાને લગતાં પુસ્તકો પોતાની પાસે રાખવાનો વિચાર રાખ્યો હતો. વૈદકનાં પુસ્તકો રા. વૈદ્યરાજ અમૃતલાલભાઈને કે મને અથવા છેવટે કોઈ વૈદ્યસભાને ભેટ આપવાનો વિચાર હતો. આમ ગોઠવણ થઈ હતી. પણ પછી વિચાર ફર્યો હતો. કેટલાંક વનસ્પતિનાં પુસ્તકો મને ભેટ તરીકે આપવામાં આવ્યાં હતાં. થોડાંક વૈદ્યરાજ અમૃતલાલ પટ્ટણીને આપ્યા હતાં અને બાકીનાં તમામ પોતાની સાથે કચ્છ લઈ ગયા હતા. કોડાય રાજમહેલ ઉપર જે પ્રદર્શન ભરવામાં આવ્યું હતું તે વખતે નામદાર યુવરાજ કુમારશ્રી માધુભા સાહેબને પોતાની પાસે રહેલાં બધા પુસ્તકો, પોતાની હયાતી બાદ, આપી દેવાની પોતાની ધારણા મને જણાવી હતી.

વનવિદ્યા, બાગાયત, ખેતીવાડી, વનસ્પતિશાસ્ત્ર, ભક્તિ, ઇતિહાસ, જીવનચરિત્ર, કથાવાર્તા—આદિ વિષયના પુસ્તકોનો મોટો ભંડાર એક જ જગ્યાએ રચ્યો હોત તો ઠીક થાત, પણ એ 'ઓલીયા'ની whims—વિચિત્ર તરંગો—વિચિત્ર હતા. એક રીતે કહું તો એ 'ધૂની' હતા. મનમાં આવ્યું તો તે તે વખતે જ કરી નાખતા.

પુસ્તકોના તે પરમભક્ત હતા. અને ઘરેણાં કરતાંય વધુ સંભાળ તેમને માટે રાખતા. જરા સારું પુસ્તક ક્યાંક જોવામાં કે સાંભળવામાં આવ્યું હોય તો તે જરૂર મંગાવી લેતા. એમનું જીવન એમના પુસ્તકાલયે જ ઘડ્યું હતું એમ કહું તો ચાલી શકે.



# પ્રકરણ ૨૦ મું



## ઉપસંહાર.

ડૉ. એમ. સી. દાવર ( M. A. Ph. D ) મારી પરના એક પત્રમાં લખે છે. “ એમનું એક પત્ર જેમાં ભક્તિમાર્ગ તથા Concentration વિષે એમનો સ્વાનુભવ અનુભવ જણાવેલો હતો અને જે મેં જાળવી રાખ્યું હતું, તે ઘણી તપાસ કરવા છતાં મળતું નથી તેથી દિલગીર છું.”

જયકૃષ્ણભાઈની ઉદાર મનોવૃત્તિ, વિદ્યાના વધારા માટેની એમની કાળજી, સરસ્વતીના એક સાચા અને અથાગ પૂજારી તથા From nature to nature. ( કેમ જઈ શકાય ) તે વિષેનું એમનું શિક્ષણ—એ બાબતો એમના જીવનચરિત્રમાં ખાસ ભાગ ભજવવા જેવી મને જણાય છે.

જયકૃષ્ણભાઈનું જીવન નીતિપર હતું. એમનું જીવનપટ અનેક વાણા તાણાથી ગુંથાયલ હોઈ તેને પૂરતો ન્યાય આપવાનું તો શક્ય નથી જ. કેટલીક વાતો તો એવી છે કે જે અત્યારના જમાનાના આમવર્ગ જો જાણે થાય તો તેને લોકો ગાંડપણ અથવા બાલિશતા ગણી કાઢે. જયકૃષ્ણભાઈ ખુબ ભક્ત હતા અને ભક્તિના તાનમાં આવી વિશેષમાં મારી જઈ કેટલીક વખત ભાન ભુલી જઈ નાચી ઉઠતા હતા ! શ્રી સુબાહુજી તો તેમને અનેક વખત દર્શન આપતા. સ્વપ્નમાં દર્શન પામે અને આનંદની ધારા આંખોમાંથી વહતી હોય ! આવા બનાવો ઘણી વખત બનેલા મારા ઉપરના તેમના પત્રોમાંથી આ ઘટનાનો ઉલ્લેખ મળી આવશે.

એકને ખરૂં કહું તો જયકૃષ્ણભાઈ જીવનનો પૂર્વાર્ધ કેવળ વનસ્પતિ શાસ્ત્રના અભ્યાસ-મનન માં તલ્લીન થયો હતો. ત્યાર ઉત્તરાર્ધ ઈશ્વરભક્તિમાં અને અધ્યાત્મ ચિંતવનામાં તલ્લીન થયા હતા. ઘણાખરા માર્ગ જેવા જે

કંઇ વનસ્પતિશાસ્ત્ર શીખ્યા ને તેમની ઉત્તરાવસ્થામા–અર્ગે દેહ પથારીમાં પડતા સુધી તેમનુ જીવન કર્મપ્રધાન જ હતું, એટલે એમના જીવનને અમુક ભાગોમા વહેંચ્યું વહેચાય તેમ નથી

* * * * * *

એમને અનેક અભિલાષાઓ હતી, પણ બધી જ મુનમા રહી ગઇ Botany–વનસ્પતિશાસ્ત્ર–ઉપર એક બે નાના પુસ્તકો–Text books—લખવા હતા ગુજરાતીમા વનસ્પતિના શબ્દોનો કોશ લખવો હતો નૈસર્ગિક વર્ગો Natural Orders ઉપર લખવુ હતું. પણ આ બધું ઉત્તરાવસ્થામા સ્ફુર્યું અને તે વખતે કોઇ ઉત્સાહી યુવાન તેમની સાથે ન હતો, જે એમના વિચારોને ટપકાવી લે અને લખી રાખે

વનસ્પતિશાસ્ત્રને લગતું સાહિત્ય–તેની વાર્તાઓ, ચિત્રો, કથાઓ વગેરે લખાવું જોઇએ એમ તે ઘણી વખત કહેતા કોઇ શેઠીઓ પૈસા આપનાર મળે તો એક વનસ્પતિમંદિર કાઢવાની પણ ઇચ્છા હતી ! પણ એવા શેઠીઆઓ ગુજરાતમા પાકવાની હજી વાર છે

* * * * * *

## બાગાયત અને ખેતી.

ખેતીવાડી ( Agriculture ), વનવિદ્યા ( Forestry ), બાગાયત ( Gardening ) અને વૈદક ( Medical Science )–આ ચારેય વિદ્યાઓ સાથે વનસ્પતિશાસ્ત્રને ગાઢ સંબંધ છે વનવિદ્યા અને વૈદક માટે જયકૃષ્ણભાઇને જેટલો પ્રેમ હતો, તેટલો જ પ્રેમ તેમને ખેતીવાડી અને બાગાયત માટે હતો નાળિયેરી, આંબા, કેળ, દાડિમ વગેરે કેમ વાવવા, તેને કેવુ ખાતર આપવુ, ક્યારે ક્યારે પાણી આપવુ, ફૂલ કેમ મોટા કરી શકાય–વગેરે તેમણે ઘણુ સારી રીતે વિચારેલુ હતુ પોરબંદરના બાગોમા તેમને આની જરૂર જણાતા આ વિષયનો ( બાગાયત અને ખેતીવાડીનો ) અભ્યાસ કરવા માંડેલો ફારમિંજરકૃત "ગાર્ડનીંગ ઇન ઇન્ડિયા" નો સારો અભ્યાસ કર્યો હતો આંબાના રોગો અને ખેતીવાડીને લગતા બીજા એવા જ વિષયોનું જ્ઞાન પણ પ્રશંસનીય હતુ.

ખેડુતોનું અજ્ઞાન, અમલદારોની અકર્મણ્યતા અને ખેતી ઉપરના સાહિત્યનો તદ્દન અભાવ–આ વિષયોની તેઓશ્રી ઘણી વખત વાતો કરતા. ખેડુતો કેમ સુખી થાય, તેઓને ખેતીનું શાસ્ત્રીય જ્ઞાન કેમ આપી શકાય, એ તેમણે સારી રીતે વિચારેલું. પોરબંદરની આસપાસના ગામડાના કેટલાક ચાલાક, હોશિયાર ખેડુતોના પરિચયમાં તે વારંવાર આવતા અને તેમની સાથે આ વિષયની ઘણી ઘણી વાતો કરતા આ લેખક પણ તેમની સાથે એકાદ બે વખત ગામડામા ગયો હતો અને ત્યારે ખેડુતો સાથેની તેમની વાતો સાંભળી હતી

તેમનો વિચાર "ખેડૂત મંડળ" સ્થાપવાનો હતો અને તેઓ જો વધારે વખત પોરબંદરમા રહ્યા હોત તો જરૂર તે સ્થાપત.

"ખેતીવાડી વિજ્ઞાન" માસિકમા તેના ઉત્સાહી તંત્રીના કહેવાથી તેઓ ઘણા લેખો આપતા અને બીજા કેટલાક ઉત્સાહી ભાઇઓ પાસે પણ લખાવતા

કચ્છભૂજના બાહોશ અને તેમના પોતાના વિષયમા પારંગત એવા શરદબાગના સુપરિન્ટેન્ડન્ટ રા. રા વાલજીભાઇ પાસે પણ તેઓ ખેતીવાડી વિજ્ઞાનમાં લેખો લખાવતા. શરદબાગમા આ વિદ્વાને ઘણી નવીન વનસ્પતિઓ ઉગાડેલી છે

પોરબંદરના બાગોમા જયકૃષ્ણભાઇએ નવી વનસ્પતિઓ, નવા વૃક્ષો ઉછેર્યાં છે. અશોક, સુમાત્રા આવળ, વરસાદનુ ઝાડ ( Rain Tree ), રાતો *ટીમરવો ( Diosptyrus Argentea ) વગેરે કેટલીયે નવીન વનસ્પતિઓ* ઉછેરેલી છે.

આપણા બાગોમા જ્યા ને ત્યા વિલાયતી ઝાડવા ફૂલઝાડ જોઇને તેઓ ખીજાઇ ઊઠતા. "જ્યા જુઓ ત્યા ઍરેલીયા, ક્રૉટન્સ, ડયુરેન્ટા જેવાં નિર્ગંધ ફૂલઝાડ ! આપણા ગુલાબ, જાઇ, ચમેલી, મોગરો, માધવી નાશ પામ્યાં ? ઘર આગળ લોકો કૂંડા રાખે તે પણ પરદેશી છોડનાં ! જેના નામ પણ તે ભાગ્યે જ જાણે છે ! એના કરતા તુલસી વાવતા હોય તો કેવું મરમ ! પણ હવે લોકો સાન ભાન ભૂલ્યા છે." કમળ એ તેમનું પ્રિય ફૂલ હતું અને લક્ષ્મીપૂજનને દિવસે તે કમળની પૂજા કરવાના મતના હતા.

* * × * * *



વનસ્પતિશાસ્ત્રી જયકૃષ્ણભાઇ

# ખંડ ચોથો.

પત્રધારા

# પ્રકરણ ૨૧ મું



## પ્રતિષ્ઠિત પુરુષોના પત્રો.

[ રાજકોટ રાજકુમાર કૉલેજના ભૂતપૂર્વ પ્રિન્સિપાલ મી. ચેસ્ટર મૅકનોટન જયકૃષ્ણભાઇના મિત્ર હતા. બન્ને વચ્ચે થોડબંધ પત્રવ્યવહાર ચાલેલો છે. મી. મૅકનોટન એક ખાનદાને અંગ્રેજ હતા. તેમનો વિદ્યાપ્રેમ અદ્વિતીય હતો. તેમના કેટલાક પત્રો અહીં આપવામાં આવે છેઃ– ]

( 1 )

RAJKOT
26 th Nov. 1886.

**Dear Jayakrishna,**

Have you seen Mr. Birdwood's List of the Matheran Flora pubilshed in the last journal of the Bombay Natural History Society ? If not, I shall be happy to send you one of the lists, in which you are very pleasantly referred to

Le' me know how you are getting on

I enclose a small specimen of "*Telio Hemkand*[1] ' in flower. The flower is very curious. Inside the four divisons of the perianth ( or are these polypetalous petals, imposed on a gamo sepalous calyx ? ) There are one or two........ little extra petaloid leaves. The stamens seem to vary in number from 13 to 15. The plant seems near to myrtaced, but I cannot discover it in any book.

I hope, we may meet soon. I am yours truly
**Chester Macnaghten**

---

૧ હેલીયો હેમકંદ એ કંધારના વર્ગની ( N. O. Capparideae ) વનસ્પતિ છે. મૅકનોટેનની ધારણા ખોટી છે.

(2)

RAJKOT
2, July 1887

Dear Jayakrishna,

I am conscious of many sins of omission, and one of them is that I have been so long silent that you must have thought I never meant to write to you again.

It has not been so, however, for I have thought of you very often, very often meaning to write, and specially I thought of you lately when I was in the woods of Ootakamund. I told you that last October I went to the hills of Ceylon, and now I have just spent a month on the Nilghiries, at Ootakamund & Coonoor. The flora of both places is much the same. I have got a good great many plants—a good many I have named—which I want very much to show you; and I will send you one of them, if only I have time to get them in order. At present they are in great compression. I have no time for anything in Rajkot except the work of College; it is only when I get away in the holidays that I find leisure for the woods, which as you know, I greatly enjoy. I wish very much you were nearer to Rajkot. Now we shall soon have the monsoon plants out, and I daresay, I shall ask you to help me to identify a few specimens. Have you got in your part that little white lily which I sent you last year—called by the natives "Kath" or "Kadh"—with bulbous roots thrisely clustered? Also, have you got at Porbundar Pergelana Odoralisima and... ............which are both very Common here in the jungles............I should like very much, with your help, to make a collection of all the grasses in the next two months Will you help me?

And do you think after a little time we might make a catalogue (or begin one) of all the Kathyawar plants? It will be a great thing to make a beginning; what we leave imperfect other may finish.

I am sending you, as a little bukshish, a new list of Mr Birdwood ( published in the last number of the Natural History Society's Magazine ) of the Matheren & Mahabaleshvar plants It is larger than the first list, and a note on it by Dr Cooke is appended It will interest you, I think, and perhaps remind you of the days at Mathern when you climbed up the Jamboge Garcinia, and I looked on from below. . ..I am so very glad to hear from Mr Lely that you are doing very well and giving him satisfaction —

I am truly yours
**Chester MacNaghten**

(3) RAJKOT. Kathiavar
3 Dec 1885,

**Dear Jayakrishna,**

. I am sending you today a small packet of plants-very common ones here-found in the field next to my house I have no time to go far to look for them But most of these do not, I think, grow in Bombay so well as in this black soil and dry climate If you would be so very kind as to send them back with their Botanical names, I shall be greatly obliged The popular native names given to the plants here are not generally to be found in any book — because, I think, books of the Bombay Flora only give vernacular names in Marathi

I am very anxious that your store of knowledge should be utilized, and that your ability and acquirements should not be wasted Pleasy write about the little popular book which I suggested I am sure it would be exceedingly useful in schools, and perhaps not only in Indian schools Will you try one Chapter-' a walk in Pomboy -and describe a few of the common plants, with some interesting information about them drawn from the Vedas and other sources ? A story might be added here and there Then a second chapter might be ' A ramble

in the Mahim woods ' And for other flora of other parts— 'A week at Baroda '–' at Ahamedabad '–' at Bhooj '–' at Karanchi '–' at Poona '—' at Mahabaleshvar '—' at Kolhapura ' ' at Belgaum ' Please think over the suggestions. The book might be called " Walks and talks among Indian Plants or first Chapters in Indian Botany for the special use of, schools in the Bombay Presidency

I shall like very much to have you in this College, for I believe, that some knowledge of Botany would be of great benefit to this young chiefs And if you care to come, I shall try to arrange the matter I think, your labours with Dr Khory have now nearly come to an end, and why should you live without definite employment ? I think that if you were to come here you would have planty of time for your favourite pursuits, as well as a very good opportunity of imparting some of your own spirit to others

Write soon and tell me all about yourself and your plans

I am truly yours

Chester MacNaghten

(4) RAJKOT

16 July 1886

**Dear Jayakrishna,**

Can you tell me—if possible, by return post please—if this enclosed creeper is Cuscuta reflexa ? If so what is Cassytha filiformis ? Can you let me see a specimen of Cassytha ?

Yours ever truly

[illegible]

(5)

RAJKOT

21st January 1889.

**Dear Jayakrishna,**

I am so glad you are getting on well, and Mr. Lely writes very kindly both of you and your work. I think your work must be very interesting I think I should like it almost better than your work. For it does not often happen to us poor mortals that the thing which we delight in is also our business

I should like very much to see you and have a talk Since I saw you, I have seen Kew and a great many other gardens and Herbaria, but the more I see, the more ignorant I seem

Can you help me to conduct a Flora Saurastrensis ? However imperfect, it might be better than nothing

Can you tell me whether 'Chil' and ' Barelas ' both belong to Chenopodiaceæ ? If so, what are their scientific names ? I find the goose-foot family very difficult to determine I am sending you, after the former old fashion, a few plants about which can you enlighten me ? I wish very much we could have a talk. Give my best regards to Mr. Lely.

Write to me when you come.

Your sincere friend

**Chester MacNaghten**

(6)

**18, Neville street**

**Onslow Gardens, S W.**

25 March, 93.

**Dear Jayakrishna,**

I am so glad you received the Botany books in time for X'mas, and I trust you have liked the " Beauties of Nature " as much as Lubbock's other works.

Here the beautiful English spring is beginning, and all the trees are breathing into a leaf after their winter's sleep. I wish you could be here to admire it. Our English trees are different from Indian ones, but not less to be admired and loved. And the English wild flower—primulas and lilies—are infinitely prettier than any herbaceous plants in the East. I do so wish we could have a walk together, and a good talk too about things new and old—among English daffodils and violets and primroses—as we walked in the Mahim woods! How you could enjoy it, and I also! And then the garden plants of England—superb and beautiful beyond all expression! I often go to Kew, which is quite an inexhaustible pearl of floral treasures—such wonderful shododendrous of every variety, and ataleas and palms—more than those in the tropies

You must come to Rajkot in november, and we will compare notes, reviving our friendship. We have had many pleasant hours in the past, and I hope, we many have some more in the future

Mrs MacNaghten and I are both well, and very happy with our dear English friends.

I am yours truely
Chester MacNaghten

* * * *

[ મુંબઇ હાઇકાર્ટના જજ઼ ઑ. એચ એમ બર્ડવુડ પણ જયકૃષ્ણભાઇના પરમ મિત્ર હતા. બર્ડવુડ માહેબને વનસ્પતિ જોવા જાણવાનો અત્યંત શોખ હતો. તેમનો એક પત્ર નીચે આપવામા આવે છે :— ]

BOMBAY, 28-8-87.

*Dear Mr. Jayakrishna,*

I was very glad to hear from you last month & to have your opinion on the new Catalogue.... .. · .......

I was at Matheran last best weather & made several additions to the list—especially 2 or 3 of the laural tribe one of which

I cannot identify and two cinnamon trees which I believe have never before been found on Matheran It is the *Cinnamomum Tamala* I was shown the tree by a coolie in the thick jungle not very far from Chowla point I in the direction of the old sanitorium—now the Scottish orphanage. I am glad you have now such congineal work in Kathyavar I shall be glad if you can send some small Fankincense tree the *Bosuellia thurifera* called in Kathiavar Salera or Halera Remember me to Mr Lely

Yours Sin
H Birdwood

* * * *

[ સોરઠ પ્રાંતના પોલિટિકલ એજન્ટ અને એક વખતના પોરબંદરના એડમિનિસ્ટ્રેટર મી બેલ સાથે જયકૃષ્ણભાઇને મીઠો સંબંધ હતો તેમનો એક પત્ર નીચે આપુ છું — ]

RAJKOT 28-8-13.

**Dear Mr Jayakrishna,**

I thank you very much for your Xmas Card & good wishes

Mrs Mayne has told me of your collection of Grecian ( Bactrian ) coins found at Bokhara, which for historical reasons I should much like to see. I hope if you are at any time in my vicinity you will bring them with you to show me

Yours Sincerely
**S Bell**

* * * *

[ "ફ્લાવરીંગ પ્લેન્ટ્સ ઑફ વેસ્ટર્ન ઇન્ડિયા" નામના પુસ્તકના લેખક રેવરંડ નેર્ન ( A K Nairne ) જયકૃષ્ણભાઇ ઉપર કેટલાક પ્રશ્નો ઉત્તરો માટે મોકલી આપ્યા હતા આ બધા પ્રશ્નોના ઉત્તરોથી નેર્ન સાહેબ ઘણા ખુશ થયા હતા અને પત્ર લખ્યો હતો પત્ર ઘણો લાંબો છે અહીં તેમાંનો અગત્યનો ભાગ જ ઉતારું છું.— ]

**Heew, Worthing,**

March 12 1885

**Dear Mr Jayakrishna,**

. I am very much obliged to you for all the notes you have sent me. They are very useful and you have altogether done much better with the answers to my questions than I expected I was at Kew two or three times in January and saw some of the people—including Sir J Hooker—who are employed on the Indian Flora I find that they make their descriptions almost entirely from dried specimens sent home & this to my mind accounts for many deficiencies in the descriptions I have found, generally speaking that where my own observations are at variance with the books the answers sent me by yourself and others are in my fovour—but of course this is not always the case However I am inclined to depend much more on the descriptions sent me from India of the living plants than on those made from dried specimens

I don't know whether you belong to the Natural History Society I have not heard of anything being done by it in furtherenee of my object I believe that two or three botainsts like your self working together would produce very good resultss and that is esspecially desirable in the case of Genere where the species are a good deal confused & mixed up. ..... ..... . . . . .. .. I don't know if you know Dr T. Cooke of the Engineering College, Poona I think it would be worth your while to get to know him & talk to him on these botanical subjects I hope I shall hear from you again Believe me,

Yours truly,

**A K. Nairne**

* * * *

[ ડૉ. જે. એમ. કેમ્પબેલ, C S., C. I. E, L. L. D etc સાહેબના અનેક પત્રોમાંથી — ]

(1) ACHNASHIE,

Rosneak N. B

20 July,

Dear Mr. Jayakrishna,

It is very kind of you to take so much pains to answer Mr. Nairne's Botany questions He will, I am sure, be pleased with your information & I am grateful to you for helping us. I trust you are well.

My best remembrances to Mr. Bhagwanlal & with best wishes to yourself.

Yours Sin

James M Campbell.

(2) C H 10

Dear Jaikrishna,

My best thanks for an interesting paper about Charans

Yours Sin.

J M Campbell

(3) C H 15/1

Dear Mr Jaikrishna,

Many thanks for the Kathi Gazetteer I will get and send you a copy of your own

I am much interested about the Hunas

Have you any matericals about the Gohels or Sesodias !

Yours

J M. Campbell

(4)

Dear Jaikrishna,

Can you find any thing about Hariya Brahmans in Kathia war? They are said to be descended from a Srimat Brahman Hariyaji famous for his generosity My best year wishes

Am I right that Chorwad is Chavdvái the land of the Chávda Rajputs? There was the of the old king about the Chávdas being Chors

Yours,
J M Campbell

ACHNASHIE
(5) Rosneath N B 18 Sept

Dear Jaikrisnna

Last mail brought your welcome second paper of notes for Mr Nairne My best thanks for the troubles you are taking to help Mr Nairne I am glad that both you and Dr Bhagvanlal are well I expect to be out in Feb

With my best wishes

Yours Sin
J M Campbell

(6)

Dear Mr Jaikrishna,

I greatly value your list of trees It will be a very interesting note to the Sopára account as the trees are one of the chief features of that beautiful tract not like anything else I have seen in the Konkan

Please give my compliments to Mr Bhagvanlal and say that I hope to have a scientific account of the Jewels to send him to morrow

J M Campbell

(7) Byculla Club
4-4-97

Dear Jaikrishna

Thank you for your letter Can you help me in any points connected with Khatris ?

Yours Sin
J M Campbell

**Multani Khatris**—I think Multani & other Khatries may be little Nuechu who are better known as Kators and Katar The kators as you know preceded the white Hunas in the governt of Peshawer & of the Swat & Kabul vallies They were driven out and apparently brought to India by the white Hunas in their great conquests A D 450-480 The Multani Khatris ought to have valuable surnames if only care is taken to get tribe names not place or joke names

I have a note that certain Multani Khatris worship Mihiresh var Do any people except Khatris worship Mihireshvar ? Of what class of Brahmans are Mihireshvar s priests has he any special rites what is his image like ? Could you get me a des cription or a picture ?

How far is this worship of Mihireshvar of blend of Sun & Shiva worsh p How far is the worship of Mihireshvar the worship of the great white Huna wa rior Mihirakula A D 500-540 ?

J M C
21 4 97

* *

[સ્વ લેફ્ટ૦ કર્નલ૦ કે આર કીર્તિકર Indian Medical Plants વગેરે પુસ્તકોના લેખક અને લિનિયસ સોસાયટીના ફેલો ( I I ` ) જયકૃષ્ણભાઈના પરમ મિત્ર હતા તેમના ૨–૩ પત્રો તો અગાઉ આપવામાં આવ્યા છે અને નમૂના ખાતર ફક્ત એક જ પત્ર આપવામાં આવે છે –]

SATARA
18 th March 98

My dear Jaykrishna Bhai

You will see that I am here at Satārā, as civil Surgeon for a *short while I am writing this to ask if you know the Botanical* name of માયમૂળ ( māy mūl ) It is in the form of fascicled root or bulbs— of the size of an ordinary human finger & double the length of the finger, slightly twisted or nodulated or sometimes quite straight but not of regular thickness The external appearance brownish The smell is strong The Gujarathese of Bombay use it for pickles આચાર I have failed to find the word માય મૂળ in Dalzell & Gibson and also in Dymock—who puts a querry ( ? ) against it in his glossary at the end of his 2nd ed. Mat Med of W India I am sure you known the plant I hope you are doing well I wish you could come to ghât mâ hâ " Hilltop here which is the boundary line between Satara and Ratnagiri Districts west of a place called Helwak ( હેલવાક ) Between Helwak & ghatmatha there is a three miles, drive *where along the beautiful Hills close to the road there is plenty of field for botanizing I have seen several new plants Please* write an early reply

Yours Sin
K R Kirtikar

* * * *

**E Howard Adye**, M A, Ph D, I. C S, etc મી એડી જયકૃષ્ણભાઈના પરમ મિત્ર હતા. પોરબંદર સ્ટેટની જીયોલોજીકલ સર્વે કરવા સ્ટેટે તેમને રાખ્યા હતા એ પછી જામસાહેબે તેમના સ્ટેટની જીયોલોજીકલ અને બાયોલોજીકલ સર્વે કરવા તેમને નીમ્યા હતા ગાયકવાડ સરકારે પણ તેમને રોક્યા હતા. આ કામ કરવા ઉપરાંત આ વિદ્વાનને વનસ્પતિઓ ઓળખવાનો ઘણો શોખ હતો. આ વિદ્વાનના પત્રો તો ઘણાએ છે પણ તેમાંથી ફક્ત એક જ પત્ર અહીં આપું છું ગી એડીએ "Touch me not અથવા 'Noli me tangere' એ વિષય ઉપર એક નાનું શું પુસ્તક લખેલુ છે પોતાને વનસ્પતિઓનો પરિચય ન હતો, પણ જયકૃષ્ણભાઈને લખી, પૂછીને ઘણી વિગતો એકઠી કરતા હતા —]

Bedinka Bungalow,
JAMNAGAR, KATHIAWAR,
29 th Dec 1917

**Dear Mr Jayakrishna,**

I wrote to you to acknowledge safe receipt of your kind letter, notes and 8 plants for my proposed articles on "Noli me tangere" – touch-me-not, but am afraid that the messenger who took the letter must have failed to post it

I am glad to let you know that I have been appointed consulting Geologist to a new syndicate formed by my broker in *Rangoon to prospect and exploit the natural resources of the* Tavoy hills in Tenasserim, for gold, silver, lead, tin, wolfram, molybdenite and coals

The Tenasserim Province is as you perhaps know, a botanical paradise, and I therefore hope to be able before long to commence interesting correspondence with you or at least to send you some notes and specimens from time to time

Yours sincerely
**E Howard Adye**

* * * *

[ સ્વ **દુર્ગાશંકર પ્રાણજીવન રાવળ** એમ એ, એમ આર એ એસ, એમ સી પી એન્ડ એમ, ભૂતપૂર્વ સંસ્કૃત પ્રૉફેસર ક્રિશ્ચિયન કૉલેજ ઇન્દોર—જેમણે અમદાવાદમા આયુર્વેદિક કૉલેજ ખોલી હતી–તેઓ શ્રી જયકૃષ્ણભાઇને એક **પર્સ** ( થેલી ) આપવા ધારતા હતા તે વિદ્વાનનો અકાળ દેહોત્સર્ગ ન થયો હોત તો આયુર્વેદ કૉલેજ તરફથી જયકૃષ્ણભાઇનો અપૂર્વ સત્કાર થાત આ પર્સ આપવા તેમણે જયકૃષ્ણભાઇને લખ્યુ પણ હતુ જેના જવાબમા જયકૃષ્ણભાઇએ "હુ પર્સને યોગ્ય નથી એથી ઉલટ મારે ફિકર ટળાય છે" એમ લખ્યુ હતુ તેના પ્રત્યુત્તર તરિકે નીચેનો પત્ર વાચવો ઠીક પડશે —]

અષાઢ સુ ૩ બુધ તા ૨૮–૬–૨૨

શ્રીયુક્ત પરમકૃપાળુ શ્રી જયકૃષ્ણભાઇ ઇન્દ્રજીની સેવામા લી રાવળ દુર્ગાશંકર પ્રાણજીવનના સવિનય પ્રણામ આપશ્રીના મુબારક હસ્તનો લખેલો

પત્ર આવ્યો તેને અમોએ મંગલસ્થાનમાં રાખવાનું નક્કી કર્યું છે પણ પહેલો પત્ર તો ચોક્કસ મળ્યો નથી મેં મુંબઈના ટપાલ માસ્તર પર લખ્યું કે ઇ વરેસ્થા. ઉત્તમમાં ઉત્તમ વસ્તુ હમેશાં દુર્લભ જ થઈ પડે છે એ ન્યાયે મારે સંતોષ માનવો રહ્યો 'પર્સ' સંબંધી આપનું ચિત્ત દુભાયું, તે જાણી મારે બે બાબતનો ખુલાસો કરવો પડશે

(૧) આ **પર્સ** નો વિચાર મારા દિલમાં ૩–૪ વર્ષોથી ઘૂમે છે, જ્યારે આયુર્વેદિક કૉલેજમાં આપના અમૂલ્ય જ્ઞાનનો **લાભ લેવાનું અમોને માત્ર બે માસ થયાં જ સૂઝયું છે.** તેથી આ બન્ને બાબતો કાર્યકારણ રૂપે નહિ, પણ એક બીજાથી તદ્દન સ્વતંત્ર જ છે કઈએક વખત ઇંદોરમાં મારા મિત્રો (સ્વામી કેશવાનંદ સરસ્વતી વગેરે)ને મોએ તે વાત મેં ઉચ્ચારેલી અને રામના ઓજસમાં તથા દીર્ઘસૂત્રતામાં, પેપરોમાં લખી મોકલવા ધારેલી છતાં આજ લગી અપૂર્ણ રહેલી

(૨) વળી આ પર્સનું લખ્યું તે આપ જેવા મહાત્માઓના પ્રલોભન માટે નહિ, પણ અમારા પોતાના જ હૃદયોના સંતોષ માટે, કે આપણે સૌ કેવા ભોળા ઝવેરી છીએ કે આવના વર્ષો થયા રત્ન આપણી સમક્ષ છે પણ તેની આપણે કદર કરી નથી ? એ વિચાર જ મારા દિલને અકળાવે અને દુ:ખ થવાથી ગમે ત્યાં મારા મનનો ઉભરો ઘણી વખત બહાર નીકળી જાય છે તેવી રીતે ગયા પત્રમાં પણ થયેલું શેક્સપીઅરની કદર તેની હયાતીમાં નહિ, પણ ૨૦૦ વર્ષ બાદ ત્રિરેશી—જર્મનોએ-કરેલી. શું હિંદવાસીઓ પણ આવા જ મંદ છે ?

વળી રસ્તામાં ખેલવા જનારા માણસો વખત થઈ જતાં કે સીસોટી વાગતાં દોડાદોડ કરી મૂકે છે પણ તેની રેલગાડીને પોતાને સહેજ ક્ષોભ પેદા થતો નથી પણ તેનો લાભ લેવા ચાહનારા લોકો પોતાના જ સ્વાર્થ માટે ઉતાવળા થઈ જાય છે તેમ આમાં બન્યું **कुरुस्व स्तु कुपदीमध्ये नं मणयो यै स्पंत पातिता** વળી નદીના આવવાથી સાગરને ક્ષોભ થતો નથી

(૩) વળી અમો મહાપુરુષોની પ્રશંસા કરીએ કે તેમના માટે માનપત્ર ધરીએ તે તેમની ખુશામત માટે નહિ પણ અમારી પોતાની જ માન્યશક્તિનો ઉપયોગ કરવા અને તેનું માપ કાઢવા માટે તેમને **ઉપમાન** લઈએ છીએ એવો સમાજનો વ્યવહાર છે

હવે હું આપણી કૉલેજ ખોલવા માટે સર મનુભાઇ કરતાં પણ કોઇ મહાન વ્યક્તિને બોલાવવા માગું છું. ( જયકૃષ્ણભાઇને બોલાવવાનો વિચાર હતો. બાપાલાલ ) તે વિષે પત્ર વ્યવહાર ચાલુ છે......એટલે આપ વનસ્પતિઓ વિષેનાં સપ્રયોગ વ્યાખ્યાનો આપવા આવી શકો. પણ વર્ષાઋતુને પ્રારંભે ઘેરથી પ્રયાણ કરવાનો આપનો વિચાર હતો, તેને વળગી રહો તો શું ? સમગ્ર જગત વર્ષાને આરંભે પરદેશથી ઘેર આવે છે, ત્યારે વનસ્પતિશો ઘેરથી પ્રયાણ કરે છે, એ પણ **या निशा सर्वभूतानां** ના જેવું જ લાગે છે.

લી. વિનીત

**દુર્ગાશંકર પ્રાણજીવન રાવળના**

પ્રણામ.

( ૨ ) ૧૩–૭–૨૨

**શ્રીમાન વિદ્વદ્વર્ય મુ. શ્રી જયકૃષ્ણભાઇ,**

સેવામાં લી. રાવળ દુર્ગાશંકરના પ્રણામ. વિ. આપશ્રીનું પધારવું આવતા અઠવાડિયામાં થનાર છે, એવા સમાચાર ભાઇશ્રી હીરાચંદજી તરફથી મળતાં આ ઋતુમાં ચાતકનાથી વિશેષ તૃપ્તિ થઇ છે. કવિવર નાનાલાલભાઇને વાત કરી તો તેમનો આગ્રહ પોતાને ત્યાં હઠીસિંહની વાડીમા આપશ્રીને ઉતારવાનો છે. હવે એક તર્ફથી ગુજરાત ફાર્મસી અને બીજી તરફથી ગુર્જર કવિવર, તે બન્નેની વચમા જ માડવી પોળ છે, અને મધ્યસ્થ હમેશા લાભ ખાટી જાય છે, પણ એવા મધ્યસ્થ અમને બનાવવાની સત્તા આપશ્રીના હાથમા છે.

* * *

[ રા. **દુર્ગાશંકર કેવલરામ શાસ્ત્રી;** તંત્રી "આયુર્વેદ વિજ્ઞાન," ગુજરાતી સાહિત્યને પોતાના મનનીય લેખોથી સમૃદ્ધ કરનાર પુરાતત્ત્વવેત્તા અને 'આયુર્વેદનો ઇતિહાસ' ના વિદ્વાન લેખક, જયકૃષ્ણભાઇ પાસે એ વખત વનસ્પતિશાસ્ત્રમા ચંચુપાત કરવાના ઇરાદાથી ૨–૨ માસ રહી આવ્યા હતા. તેમના બે વચ્ચે ઘણો પત્રવ્યવહાર ચાલેલો હતો. તેમાંના પાંચેક પત્રોનો કેટલોક અંશ જયકૃષ્ણભાઇના જીવન ઉપર પ્રકાશ નાખનાર હોઇ અત્રે આપવામાં આવે છેઃ—]

[૧] મુબઇ ૧૦-૧૨-૧૯૧૭

રા. રા મુ કૃપાળુ જયકૃષ્ણભાઇ,

જો કે આપને વૃદ્ધ અવસ્થાએ લેખ લખવાનીએ માથાકૂટ છે. પણ દધીચીનાં હાડકા પેઠે આપનો જેટલો મજે તેટલો લાભ ગુજરાતને લેવો છે તો આપ 'દારૂહળદર' ઉપરનો લેખ મોકલી આપશો .. . .....

બીજું આપ આપના વડિલ ભાઇના, મોરારજી વૈદ્યના, પંડિત ભગવાનલાલભાઇના અને પંડિત રૂગનાથજીભાઇના વૈદક સ્મરણો અવમશે કટકે કટકે લખી મોકલો તો એ પણ ઉપયોગી છે. એ જ .. . ..

બાળક

દુર્ગાશંકરના પ્રણામ

[૨] તા ૨૦-૧૧-૧૯

રા રા મુ કૃપાળુ જયકૃષ્ણભાઇની સેવામા—

આપના ચરિત્રની નોધ માટે આપે જવાબ આપ્યો છે એથી મારા મનનું સમાધાન થતુ નથી આપના જેવા ઉદાર અંત કરણના, જ્ઞાન માટે સતત પ્રયત્ન કરનાર, ઉન્નતિશીલ પોતાના વિષયમા અસાધારણ શોખ-આપ જેને ઘેલછા કહો છો તે-થી વૃદ્ધાવસ્થા સુધી મંડયા રહેનાર પુરુષનુ ચરિત્ર ગુજરાતને મનનીય છે એમ હુ તો માનું છુ

બાકી એક ગૃહસ્થ મને કહે છે કે મુ. જયકૃષ્ણભાઇને મુસાફરી ખર્ચ, રસ્તાનુ ભથ્થુ, એક માણમનુ ખર્ચ વગેરે પુરતી મગવડ આપીએ તો એઓ હિમાલય વગેરે વગેરે નવા પ્રદેશમા ઔષધીય વનસ્પતિઓ જોવા જાય ખરા ? પાછળથી પુસ્તક છપાવવાનુ ખર્ચ પણ આપે . .

..... જો આપની અનુમતિ આવશે તો વળી વધારે વાત કરી જોઇશ

આ બાળક

દુર્ગાશંકરના પ્રણામ.

[૩] તા. ૧-૨-૨૬ મુંબઇ

મુ. કૃપાળુ જયકૃષ્ણભાઇની સેવામાં

...... આપના ઉપર નામદાર યુવરાજ માધુભા સાહેબની પૂરી નજર છે અને તેઓ આપની પૂરી સંભાળ રાખે છે એ એમની મોટાઇ છે. રાજાઓને આપણા શાસ્ત્રકારોએ રત્નપરીક્ષક કહ્યા છે તે શું ખોટું છે ?

બાકી આપના પત્રમાં કોઇ કોઇ વખત વિનોદ સાથે જે ઉંડો કરૂણરસ રહ્યો હોય છે એ મારા જેવાને વિચારમાં નાખી દે છે. આપ લખો છો " હું આરામ લઉં તો મારાં ઝાડ પણ કદાચ આરામ લઇ જાય. " ખરી વાત છે. આપણા દેશમાં સ્થિતિ એવી જ છે કે એક સમર્થ માણસનું કર્યું એની પછવાડે બીજાં સમર્થ દરકારવાળાં માણસો ન હોવાથી નિરર્થક જાય છે. આપની ચિંતા બરોબર છે, છતાં આપ ભગવાનનો ઉપદેશ હૃદયમાં ઉતારી કર્મમાં અધિકાર માની કર્તવ્ય કર્યા કરો છો અને પછી શું થશે એની ચિંતા પ્રભુને જ સોંપી ' મજા ' લીઓ છો., એટલે આપ જીવન્મુક્ત જ છો. બધા એવી રીતે જીવતા હોય તો ?

આ. બાળક

દુર્ગાશંકરના પ્રણામ.

[૪] ૧૯૮૨, શ્રાવણ વદી અમાસ. સોમવાર.

પરમ જયકૃષ્ણભાઇની સેવામા

......આપની દિનચર્યા પોરબંદરમા જોઇ છે. તેમા વૃક્ષારોપણ હમણા વધ્યું છે. વૃક્ષારોપણથી આપને જીવનની સફળતાનો સંતોષ થતો હશે. અને એ સંતોષથી ઉત્પન્ન થયેલ આનંદવાળી વૃત્તિમા ત્રાટક, પ્રાણાયામ, ધ્યાન વગેરે કરવાથી પ્રભુની નિકટ જવાનો આનંદાનુભવ થતો હશે. તમે આલોક અને પર-લોક બેઉની સફળ સાધના કરી શકયા છો. મને વધારે તો એ લાગે છે કે આ નવા જમાનામાં અમે નથી પરલોકને સાધી શકતા કે નથી આ લોકને સાધી શકતા, ત્યારે આપના જમાનાના પંડિત ભગવાનલાલ ઇદ્રજી વગેરે ઘણા બેઉની સાધના કરી શકયા હતા. અને આપે કરી છે એ જોઇએ છીયે.

......બાકી હું તો આપનો શિષ્ય જ છુ અને શિષ્ય જ રહેવા ચાહું છું.

આ. બાળક

દુર્ગાશંકરના પ્રણામ

[૫] શ્રાવણ વદી ૧૦ શુક્ર.

પરમપૂજ્ય મુ. કૃપાળુ જયકૃષ્ણભાઇની સેવામાં—

......મહાત્માજીએ આપને Specialist કહ્યા અને મહાદેવભાઇએ 'અવધૂત ' કહ્યા. આપ લખો છો કે ગાંડા કહ્યા. બધું સાચું છે. આપના જેવા થોડા વધારે અવધૂતો દેશમાં હોય તો દેશનો દહાડો ફરી જાય. પ્રભુની ઇચ્છા હશે ત્યારે થશે.

આ. બાળક
દુર્ગાશંકરના પ્રણામ

* * * *

[ પૂજ્ય મહાત્મા ગાંધીજીનો આ પત્ર છે. તેમાં તેમના ભત્રિજાને વનસ્પતિ-શાસ્ત્રના અભ્યાસ માટે જયકૃષ્ણભાઇ પાસે મૂકવાની ઇચ્છા દર્શાવેલી છેઃ— ]

મહા વદી. ૭. મુંબઇ

ભાઇ શ્રી ૫ જયકૃષ્ણજી,

ચિ. સામળદાસ આપની પાસેથી ઝાડપાનનું જ્ઞાન થોડું ઘણું મેળવે એવી ઇચ્છા છે. આપ તેને સારુ થોડો વખત રોકી શકો તો રોકીને મને આભારી કરજો.

મોહનદાસના જય શ્રી કૃષ્ણ

જવાબ Servants of India Society–Poona city એમ મોકલશો તો મળશે.

* * * *

[ સ્વર્ગસ્થ સાધુ અમૃતલાલ સુંદરજી પઢિયાર જયકૃષ્ણભાઇ ઉપર ઘણા પત્રો લખતા અને વનસ્પતિઓના નમૂનાઓ મોકલતા. આ બધા પત્રોમાં કંઇ ને કંઇ વનસ્પતિ વિષે તો હોય જ. આ બધા પત્રો ન આપી શકાય. નમૂના ખાતર ફક્ત એક જ આપું છુંઃ— ]

રંગુન. તા. ૨૫–૨–૧૮

માનવંત સુરબ્બી જયકૃષ્ણભાઇની સેવામાં.—

વિનતિ કે બર્માની વનસ્પતિ દેવીઓના નમૂનાઓ જોઇ જોઇને આપ રાજી થાઓ તે સારુ થોડા નમૂનાઓ થોડા દહાડા ઉપર સુખશીનથી રજીસ્ટર કરીને મોકલેલા છે. બીજા નમૂનાઓ નંગ ૬ આજગેજ રંગુનથી મોકલેલા છે.

એમાં કંઇ ખાસ નવાઇ ન હોય. તેમ છતાં વનસ્પતિ તરફ આપનો જે પક્ષપાત છે તેને લઇને આપને એવી ચીજોથી બહુ આનંદ થાય છે એમ હું માનું છું, તેથી નમૂનાઓ મોકલ્યા કરું છું. કારણ કે મને એમ લાગે છે કે આપને એવી તસ્દી આપવાથી પણ આપને આનંદ થાય છે, અને ગુજરાતને કાંઇક નવું જાણવાનું મળી જાય છે. એવા હેતુથી હું આપને તસ્દી આપ્યા કરું છું.

જે નમૂનાઓ હું મોકલું છું તેની હકીકત આપ મારી ઉપર જુદી નહિ લખતા વૈદ્યકલ્પતરૂ ઉપર લખી મોકલશો તો પણ ચાલી શકશે. આપની મહેનત અને વખત બચે તે મારુ એમ લખું છું.

મુલમીનથી કેટલેક દૂર ગરમ પાણીનાં તળાવ છે. તે તળાવનું પાણી એવું ગરમ છે કે તેમાં નાહી શકાય નહિ. છતાં પણ તેને કિનારે લીલી તાજી વનસ્પતિ ઉગેલી હોય છે અને તળાવની ઉપર જે લીલ જામેલી હોય તેની ઉપર પણ લીલાંછમ પાંદડાંવાળા વેલા ફેલાયલા હોય છે એ દેખાવ જોવાથી આપને બહુ જ આનંદ થાય તેમ છે. તળાવના પાણીમાંથી ગરમ વરાળ નીકળ્યા કરે, તેમાંથી નહેરા જેવાં ઝરણો વહ્યા કરે અને તેને કિનારે કિનારે લીલી વનસ્પતિ ઉગેલી હોય એ દેખાવ અજાયબી ભરેલો લાગે છે.

લી. અમૃતલાલ સુંદરજીના
જય મતચિદાનંદ.

* * * *

[ **પ્રૉ. એમ. બી. દાવર,** એમ. એ; પી. એચ. ડી.—એમણે જયકૃષ્ણભાઇ ઉપર ઘણા પત્રો લખેલા છે. આ વિદ્વાનને વનસ્પતિશાસ્ત્રનો સારો અભ્યાસ હતો. આ વિદ્વાને જેટલો જયકૃષ્ણભાઇનો લાભ લીધો છે તેટલો બીજા કોઇએ ભાગ્યે જ લીધો હશે.—]

૮૯, લેમીંગ્ટન રોડ, મુંબઇ.
૩૧–૫–૧૫

રા. રા. જયકૃષ્ણ ઇંદ્રજી,

માજી ક્યુરેટર ઓફ ફૉરેસ્ટસ એન્ડ ગાર્ડન્સ
પોરબંદર સ્ટેટ,

મહેરબાન સાહેબ,

જત આ લખી આપને તકલીફ આપું છુ તે દરગુજર કરશો. આપનું બહુ ઉપયોગી પુસ્તક **વનસ્પતિશાસ્ત્ર** મેં વાંચ્યું છે. અને જો કે Hooker

Roxburgh, Watts, Nairne, Graham, Dymock વગેરેના પુસ્તકો પણ મેં વાંચ્યાં છે, અને જો કે હું કાંઇ Botany નું બારીક જ્ઞાન ધરાવતો નથી, તો પણ મને લાગે છે કે આપે એ પુસ્તકમાં આપની જાતિ-શોધખોળનું જે પરિણામ જાહેરમાં મૂક્યું છે, અને તેમ કરી ગુજરાતી ભાષાને enrich કરી છે, તે માટે આપને ખચિત મોટો ધન્યવાદ ઘટે છે.

હાલમાં આપને તકલીફ આપવાનો સબબ એ કે મને નીચે જણાવેલી વનસ્પતિઓના તાજા અથવા તેમ નહિ બને તો સૂકવેલા નમૂના જોઇએ છે. તે જો આપ મોકલી આપી શકો એમ હો તો આપનો ઘણો આભારી થઇશ. તે માટે જે ખર્ચ થશે તે હું આપીશ............

લી. સેવક,
એમ. બી. દાવરની સલામ વાંચશો

*  *  *  *

[ પાટણ આયુર્વેદિક કૉલેજના પ્રિન્સિપાલ રા. રા. વૈદ્યરાજ અમૃતલાલ પ્રાણશંકર પટ્ટણી પોતાને જયકૃષ્ણભાઇના શિષ્ય કહેવરાવવામાં અભિમાન લે છે. ગુજરાતના ગણ્યાગાંઠયા વિદ્વાન વૈદ્યોમાં આ વિદ્વાનની ગણત્રી થાય છે. વનસ્પતિ ઓળખવાનો તેમનો શોખ અસામાન્ય છે. તેમનો એક પત્ર નીચે આપું છું:— ]

પાટણ ૧૧–૧૦–૨૬

સૌજન્ય સુધાસાગર મુરબ્બી ગુરુવર્ય પંડિત જયકૃષ્ણ ઇંદ્રજીની પવિત્ર સેવામાં—

મને લાગે છે કે હું આપને ઘણો પરિશ્રમ આપું છુ પણ મને એથી આપ સાથે જંગલમાં ફરતો હોઉં અને આપની પાસેથી શીખતો હોઉં એવો આનંદ આવે છે, એટલે મારી આપેલી મહેનત માફ કરશો.

આપ જાણે મારા દ્રોણ ગુરુ અને હું જાણે આપનો એકલવ્ય શિષ્ય. માટીની નહિ, પણ હું આપની માનમમૂર્તિ પાસે અભ્યાસ કરું છું. હવે બીક એક જ છે. આપ જો અંગુઠો માગશો તો પછી લખાશે શી રીતે? પણ મને આપની ઉદારતાનો વિશ્વાસ છે કે આપ એવી અનુદાર ગુરુદક્ષિણા નહિ જ માગો—એ જ

લિ. આજ્ઞાધીન
અમૃતલાલ પ્રાણશંકર પટ્ટણીના દંડવત પ્રણામ



# પ્રકરણ ૨૨ મું.



## જયકૃષ્ણભાઇના પત્રો.

પોરબંદર સં. ૧૯૭૮ માગસર વદી ૧૧

( ૨૫-૧૨-૨૧ )

રા. રા. બાપાલાલભાઇ,

........હવે આપ ત્યાં આનંદથી કોઇમ જોશો. નવીન વનસ્પતિઓ મળે તો તેને પણ પ્રેમથી, સ્નેહથી, જાણે ઓળખાણ જ હોય એમ સર્વ-ભાવથી મળજો તો તેઓ આપ પર બહુ પ્રેમ કરશે. મને તો અહીં બેઠે બેઠે જાણે વનસ્પતિઓ જોતો હોઉં એવી મઝા આવી જાય છે. આપની સાથે જોએલા તા. ૧૬-૧૨-૨૧ ની સાંજે દરિયા કિનારાના લીલા ખડકો તો વીસરાતા જ નથી, વીસરવા ચાહતો પણ નથી, કેમ કે ત્યાં પ્રભુ બિરાજે છે. કેમ વિસરાય ?

રા રા. દુર્ગાશંકરભાઇ પધાર્યા હોય તો મારા સ્નેહથી નમન કહેશો ને સાથે તેડતા આવશો .. . ..

લી જયકૃષ્ણ ઇંદ્રજીના આશીષ

(૨)

પોરબંદર તા. ૮-૮-૨૧

રા. રા. ભાઇ બાપાલાલ ગરબડદાસની સેવામાં

... બની શકે તો સપ્ટેમ્બરમાં અને નહિ તો ઓકટોબરની શરૂઆતમાં તો જરૂર આવું. ત્યાર પછી વનસ્પતિઓ સુકાવા માંડે છે.

આપ અત્રે પધારો ત્યારે આપની સાથે બીજી વનસ્પતિ સંબંધની ચોપડીઓની જરૂર રહેશે નહિ, કેમકે ગ્રીન, બેન્ટલી, લેંબ, બાઉર, લીંડલી આદિ

કર્તાઓની બૉટેની સબધી ટેક્સ્ટ બુકો મારી પાસે છે તે આપને વાચવા ગમ લાગશે. પણ Megnifying Pocket lens ત્રણ ભાગવાળો પૉકેટ લેન્સ (બૃહદ્દર્શક કાચ) આવે છે તે ન ર લેતા આવશો પ્રથમ તેની કિમત રૂ ૧ા થી ૧ાા હતી હાલ શુ છે તે હુ જાણતો નથી

બીજુ સ્વ નારાયણ હેમચદ્રનુ બનાવેલુ "વનસ્પતિ તત્ત્વજ્ઞાન" જે ઘણા વર્ષો પર અમદાવાદમા ગુ વ. સોસાઇટી તરફથી છપાયુ છે—જે બહુધા હાલ દુષ્પ્રાપ્ય છે—એ પુસ્તકમાથી 'પુષ્પતત્ત્વ' અને 'ફુલના લગ્ન' એ વિષેનુ થોડુ અવતરણ ર રા ડૉ હરિપ્રસાદ વ્રજરાય દેસાઇ, એમણે મગનાસાહિત્યની વિવિધ ગ્રથમાળાના "સંસારના સુખ" એ પુસ્તકમા પાને ૧૮૫ મે કરેલ છે તે અત્યન્ત વનસ્પતિઓ જોવામા મઝા પડશે, માટે એ પુસ્તક મળે તો પ્રત જ ર લેતા આવશો મારી પાસે એ પુસ્તક હતુ, પણ કોઇ વચવા લઇ ગયુ તેણે પાછુ આપ્યુ નથી એમ જણાય છે માટે આપને ત ી આપી છે તે ક્ષમા કરશો

હાલ તો એ જ આપ ખુશી આનન્દમા હશો અને પ્રભુની મનુષ્યશરીર અદ્ભુત રચનાની લીલા જોતા રહેશો

ની જયકૃષ્ણ ઇન્દ્રજીના વંદિત

(૩)

ભુજ તા. ૮-૪-૨૭

ર ર વૈદ્યરાજ બાપાલાલભાઇ

આપ લખો છો કે હુ આ ની અવસ્થાએ કેમ મઝા કરી શકુ ? આ વાચી મને હસવુ આવે છે મારા મનથી હુ હજી મન્ત્ર છુ, બાળક છુ સુદર જેવડો છુ કેમ કે હજી મારી બુદ્ધિ અને જ્ઞાન તથા રમત ના સ્વભાવ અને ઝાડપાન વૃક્ષ તથા કુદરતી ચીજ તરફ જોઇ જોવાનો ને તેમા મઝા આવી જવાનો સ્વભાવ હ એવો જ છે

બાપાલાલ તમને પણ હજી હુ એવા એવી ઘણા નાના, મગડી જેવા બાળક લેખુ છુ તમે મારી પાસે રહો તો મને હજી ઘણી મ ગીયેલા વનસ્પતિ સબધી અને બીજી વાતો કરવાની મઝા પડે હુ ધારુ છુ વળી એક માસ હજી નીમજી આવજો બહુ વાતોની મઝા પડશે

બોટેની હવે આપનું ઘર થએલ છે. તે એક જગોએ કેમ રહે ? આપ જેમ ગમે ત્યાં ફરો હશો તેમ આપનું બોટેની રૂપે ઘર પણ હરે ફરે. તેને રબ્બર ટાયરનાં પૈડા છે એટલે ફેરવવું સહેલું છે. નમૂના પણ આપની સાથે જ કદાચ ફરતા હશે. પણ ખબરદાર, કોઇને દેખાડતા નહિ, નહિ તો નજર લાગી જશે બિચારા આપણા લોકો કેટલા બધા સારા ને ભલા ને સીધા છે કે જેઓમાંથી કોઇ આપની પાસેના બોટેનીના નમૂના લઇ જતા નથી એટલું જ નહિ પણ જોવાય માગતો નથી. તમો કદાચ આગ્રહથી તેમને જોવા કહો તો પણ તેઓ પીઠ ફેરવી ઉભે. વાહ ! કેવા ભલા માણસ, જેને મોહ નથી, સ્પૃહા નથી, જોવા જાણવાની ઇચ્છા નથી ! બસ-હવે શું કહીએ ? કહીએ તો લજવાઇ જઇએ......

લી. સે. જયકૃષ્ણ ઇંદ્રજીના ઘટિત.

(૪)

પોરબંદર. કારતક સુ. ૧૧ મંગળવાર
(દેવદીવાળી)

રા. રા. વૈદ્યરાજ બાપાલાલભાઇ,

......ગઇ સાલ દેવદીવાળીને દિવસ આપ અહીં હતા અને શ્રી તુલસીજીના લગ્ન વખતે મંડપ પાસે આપ બેઠા હતા આજે એવો જ એ જ જગ્યાએ શ્રી તુલસી લગ્નમંડપ છે, અને ચિ સુંદર અને તેની મા તમને બહુ સંભારે છે. અસ્તુ

હવે એક ભારે અલૌકિક મઝા થઇ છે—ખરે તેથી મારૂં હૃદય દ્રવિત થઇ ગયું છે. બાપાલાલ, આપ પર કૃપા રાખનાર, મારી સાથે આપની વાતો કરનાર, આપણાં પૂજ્ય માતુશ્રી સુભદ્રાજીએ દર્શાણુ ટાણે મને પૂછ્યું કે "બાપાલાલ કેમ છે ?" મેં વિનંતી કરી ઠીક છે, જટા રાખેલ છે. તો પોતે આજ્ઞા કરી કે "લખ. જે વાળમાં જૂ પડે નહીં[૧]" આ હો ! બાપાલાલ, મા વગર કોણ આવી સંભાળ રાખે ? આંનુ આવી જાય છે. કંઇ લખી શકતો નથી. બસ.

લી. સે. જયકૃષ્ણ ઇંદ્રજીના આશીર્વાદ.

૧ એ વખતે મેં જટા કેશ રાખ્યા હતા-બાપાલાલ

## (૫)

મુંબઈ તા ૭-૮-૧૯૨૨

ગ. શ. વૈદ્યરાજ બાપાલાલભાઈ

આપનો શુભેચ્છા અને શુભ લાગણી ભરેલો આપની રીત મુજબનો શુભ પત્ર પહોંચ્યો ઘણાઓએ વાંચ્યો ગ. શ. મે. દુર્ગાશંકર શાસ્ત્રીજી અને ગ. શ. મે. જુગતરામભાઈ કહે છે કે દોઢીયું દોઢીયું માગી પુસ્તક છપાવો તો ખરૂં તેમ જ ગુજરાતને બધા શરમાવા જેવુ થાય માટે તેમ ન કરવું કોઈ બીજો રસ્તો શોધવો મેં તો એગ્રીમેન્ટ રૂ ૪૦૦૦નું અમદાવાદ અને રૂ ૫૦૦૦નું મુંબઈનું અરજી સાથે ગયે બુધવારે રજીસ્ટર કરી ગ. શ. વામનભાઈ મારફત મોકલી આપ્યું છે હવે તેનો ભુજથી ક્યારે શું જવાબ આવે છે તેની રાહ જોઈ મુંબાઈમાં બેસી રહ્યો છું નવરાશનો બધો વખત શ્રી નરનારાયણની ભજન મંડળીમાં અને બપોરનો ૧ થી ૬ માધવબાગ આયુર્વેદિક પાઠશાળામાંના વનસ્પતિઓના સંગ્રહમાંના નમૂના જોઈ તે ઉપર ઓરડર અને બે નામો લખવામાં ગાળું છું આપ આનંદમાં હશો અને કંઈ જડીબુટ્ટી* પણ જોતા રહો.

લી. સે. જયકૃષ્ણ ઇન્દ્રજીના આશિષ

## (૬)

પોરબંદર ૩૦-૯-૨૨

ગ. શ. વૈદ્યરાજ બાપાલાલ ગ. વૈદ્ય

શ્રી જગન્નાથજીના દર્શન કરતા શ્રી સુભદ્રાજી મને રોજ પૂછે છે કે 'બાપાલાલ કેમ છે?' એ વખતે મારી આંખમાં આંસુ આવી જાય છે અને પગે લાગી વિનતી કરૂં છું કે ઠીક છે મને આશ્ચર્યની સાથે આનંદ થાય છે કે આપ કેટલા ભાગ્યશાળી છો કે શ્રી સુભદ્રાજી આપની કુશળતા મને પૂછે છે દરરોજ પૂછે છે તેથી હું શરમાઈ જાઉં છું આપ જરૂર પત્ર લખજો

લી. સેવક જયકૃષ્ણ ઇન્દ્રજીના આશીર્વાદ

---

* આ પુસ્તક તે 'કચ્છની જડીબુટ્ટી' એ છપાઈ રહ્યા બાદ સ્ટેટ ન છપાવે તો પોતે છપાવવા ઇચ્છા હતા પણ પાસે પૈસા નહિ એટલે દોઢીયું દોઢીયું માગીને છપાવવાનો વિચાર કરેલો.

બાપાલાલ

( ૭ )

કચ્છ ભૂજ. C/o શરદબાગ સુપરિન્ટેન્ડન્ટ

રા. રા. વૈદ્ય બાપાલાલ ગ. શાહ,

......હાલ અમે અત્રે આવ્યાં છીએ. અહીં વરસાદ નહોતો તે હવે થયો છે. રેતીના ઢુવા ( Dunes ) ઉપર ઝાડોનાં બીજ વાવવાનું શરુ કરેલ છે. આ સ્વજન્મ ભૂમિની સેવા કરવી જોઇએ એમ મને યોગ્ય લાગે છે અને આ સ્થૂલ દેહ આ કચ્છભૂમિમાં બંધાયલો છે તો છો અહીં પડતો. જ્યાંથી બન્યું ત્યાં પાછું અર્પાય. બન્ને વૈદ્યસભાઓ સ્વપ્નાવસ્થામાં છે.

લી. સે. જયકૃષ્ણ ઇંદ્રજીના આશિષ

( ૮ )

પોરબંદર માઘ સુ. ૧૪ સં. ૧૯૮૧

રા. રા. મે. વૈદ્યરાજ બાપાલાલભાઇ,

......સવારે જેવો શ્રી જગનાથજીના મંદિરમાં દર્શને ગયો એટલે શ્રી સુભદ્રાજી બહુ પ્રસન્નતાથી પણ ગંભીરતાથી કુશળતા મારી અને તમારી પૂછતાં હોય એવી ઇસારત કીધી. મેં વિનંતી કરી કે આપની કૃપાથી આનંદ છે. પણ મારું હૃદય ભરાઇ આવ્યું. આંખોમાંથી આંસુ વહી નીકળ્યા, આપ બહુ યાદ આવ્યા. પછી પરિક્રંમા કરી પાછા ફરતા મીંદડી પણ યાદ આવી. પણ બાપાલાલ, શ્રી સુભદ્રાજીની આપણા ઉપર કેટલી કૃપા ! હું ઘણી વાર હર્ષ અને કરૂણાથી રોયો. ઘણે દિવસે છોકરો માવિત્રોને મળે ને માવિત્રો કુશળતા પૂછે ને છોકરાં રડી પડે તેમ મારાથી રોવાઇ ગયું. આ કાગળ લખતી વખતે પણ એ જ યાદ આવે છે ને આંસું વહે છે. ગઇ કાલે મેં થોડાં જંગલખાતાનાં, જડીબુટીનાં ને બોટેની તેમ જ ખેતીવાડીનાં અને બાગખાતાનાં પુસ્તકો મારી સાથે લઇ જવા કાઢ્યાં પણ મુંઝાઇ ગયો. કયું પુસ્તક લઇ જાઉં ને કયું ન લઇ જાઉં ? એમ વિચાર આવ્યો છે કે એક બે માસની રજા લઇને આવવું અને આપ પણ આવો તો મારા હજારો પુસ્તકની યાદિ કરી કંઇ નિર્ણય કરીએ. ઉત્તર લખશો. આનંદમાં હશો.

લી. સે. જયકૃષ્ણ ઇંદ્રજીના શુભાશિષ.

(૯)

કચ્છ માંડવી. આસો વ. ૫ સં. ૧૯૮૧

રા. રા. વૈદ્યરાજ બાપાલાલભાઇ,

હું પત્ર લખવામાં બહુ પ્રમાદી હવે થઇ ગયો છું ને માટે મારી વૃદ્ધાવસ્થા સામું જોઇ ક્ષમા કરશો.

......ગઇ કાલે રાત્રે આશરે ચાર પાંચ વાગે મને ચિ. સુન્દરે સ્વપ્નમાં કહ્યું કે " ભા, બાપાલાલને હમણાંથી તેડાવી લ્યોને. " બસ આટલું કહી સુંદર તેની મા પાસે ગઇ ને થોડી વારમાં જ શ્રી મુરબ્બીજી હસતાં હસતાં પધાર્યાં. શ્રી મુરબ્બીજીનાં દર્શન થતાં હું શરમાઇ ગયો ને આંખમાં ઘણાં આંસુ આવી ગયાં. પોતે બહુ જ આનંદમાં હતાં. મને પૂછ્યું ' કાં, કાગળપત્ર લખ્યો. ' મેં હાથ જોડી શરમાતાં વિનતિ કરી કે હવે લખીશ. આપની પણ આના થઇ, હવે નહિ ભૂલું. એટલામાં શ્રી સુદામાજી અને સુંદરમાનાં દર્શન થયાં. થોડી વારમાં શ્રી રાધાકૃષ્ણનાં દર્શન થયાં, થોડીવારમાં શ્રી દ્વારકાનાથજીનાં દર્શન થયાં—આ બધાથી સ્વપ્નમાંને સ્વપ્નમાં હું ગદ્ગદ્ થઇ ગયો-અને કહેવા લાગ્યો કે આજે આ બધાંનાં દર્શન કેમ થયા ? કેવાં ભાગ્ય ? એમ બોલતો બોલતો આંખોમાં હર્ષનાં આંસુ વહેવરાવતો હાથ જોડી નમન કરતો જાગી ગયો—તો ખરે જ મારી આંખોમાં આંસું હતાં.

બસ, હું પ્રભુને યાદ કરતો ઊઠયો અને આજનો આજ આપને પત્ર લખવાનો નિશ્ચય કર્યો અને શ્રી મુરબ્બીજી પાસે ઘણો શરમાઇ ગયો હોઉં એવી અસર હજી મનપરથી ખસી નથી.

હવે મને એમ લાગે છે કે આપણે એક વખત મળીએ તો સારું—તો આ પ્રસંગ ચિં. સુંદરનાં લગ્ન જેવો એકે નથી. આપનો ટિકિટ જોવાઇ જશે, એરેની સંબંધી વાતો થઇ જશે—અને હવે મારી વૃદ્ધાવસ્થા મળ્યા પછી મળી શકાય કે નહિ, તો પંચેન્દ્રિયગ્રાહી તમારી મૂર્તિ પણ જોઇ શકું.........

આપ જરૂર વિચાર કરો ને આ પ્રસંગે પધારો, નહીં તો શ્રી મુરબ્બીજી મને બહુ ઠપકો આપશે. હું તેમનાથી બહુ શરમાઉં છું. તે મને મારા અને તમારા નિમિત્તે દર્શન દે ને વાતો કરે અને હર્ષનાં આંસું વહેવડાવે ! આ બધું શું ? એ ચમત્કાર હું સમજી શકતો નથી. જરૂર પધારજો.

લી. સ્ને. જયકૃષ્ણ ઇંદ્રજીના શુભાશિષ

(૧૦)

કચ્છ માંડવી, માઘ સુદ ૧૦ સં. ૧૯૮૧

રા. રા. વૈદ્યરાજ બાપાલાલભાઇ,

......બન્ને નાની અંગ્રેજી બુકો મઝેની છે; પણ આપણને એને જ ન રસિક લાગે તેવી જ રસિક તે કચ્છ કાઠિયાવાડ ગુજરાતને લાગે તેમ કરવું જોઇએ. પણ આપણે બેય ભેળા રહેતા હોઇએ તો ખરે જ તેવું કામ કરી શકીએ એવી હજી મારી તીવ્ર ઇચ્છા છે.

લી. સેવક જયકૃષ્ણ ઇંદ્રજીના શુભાશિષ

(૧૧)

કચ્છ માંડવી શ્રાવણ સુ. ૮ સં. ૧૯૮૧

રા. રા. વૈદ્યરાજ બાપાલાલભાઇ,

આપનું પત્ તું છેલ્લું અશ્વગંધા * બાબતનું મળ્યું...............

લાંબા ટીંખળ માટે ક્ષમા કરશો. અહીં વરસાદ ૮ થી ૧૨ ઇંચ થયો છે. ઉડતી રેતી અટકાવવા જે થોર અને વડના ઝાડોવાળો ૨૦૦૦) ફીટ લાંબો શેલ્ટર–બેલ્ટ વાવ્યો છે, તેની બહાર વધારે શેલ્ટરબેલ્ટ કરવા માટે આજ રોજ ખજુરીનાં ઝાડો વાવવાનું કામ બહુ આનંદથી કરવામા આવે છે. ગઇ કાલે જયુરી ( Casuarina ) ના ઝાડ ઉડતી રેતીના ઢુવા ( Dunes ) ઉપર વાવવાનું કામ કર્યું હતુ. એટલે આવા પ્રત્યક્ષ વનદેવીના કામમા હવે કયા તમારી મુંબઇ ને કયા તમારા પુસ્તકો ને બોટની ? કંઇ સાભરતા નથી. હું માંડવી ગામમા બે ત્રણ મહિને કંઇ જરૂરી કામ પ્રસંગે જ જાઉ છું. બાકી ચિ. સુંદર, તેની મા અને આપણા રામ અહીં જંગલમા જ ઝુંપડામા રહીએ છીએ. પત્ર લખશો આપ ખુશીમા હશો.

લી. સેવક જયકૃષ્ણ ઇંદ્રજીના આશિષ.

* આ પત્ર મણો લાંબો છે અને તેમા બન્નેર આસન અને ઘોડાકુન બેની ચર્ચા કરવામા આવેલી છે, પત્ર આખો મેં મારા 'નિઘંટુ આદર્શ' જા ૨ મા અશ્વગંધાના પ્રકરણમા છાપ્યો છે તે જુઓ. બાપાલાલ.

(૧૨)

પોરબંદર ૧૨-૧-૧૯૨૩

રા. રા. વૈદ્યરાજ બાપાલાલ ગ. શાહની સેવામાં,

......થોડા રોજ પર અમે મહારાજ બાગ ગયા ત્યારે આડીના તવરના ઝાડો, તેની છાયાવાળી ધરા, તેનાં હવાં લેવાનાં મૂળીયાં અને લીલા કીચડમાં થયેલી તેની રચના ને નાના નાના કુંજો મારા જોવામાં આવ્યા કે તુર્ત જ મને "બાપાલાલ" સાભરી આવ્યા. ઓહો! બાપાલાલ વગર કોને દેખાડું ? એમ થયું.

લી. સેવક જયકૃષ્ણ ઇંદ્રજીના ઘટિત.

(૧૩)

કચ્છ માંડવી. ૪-૧૧-૨૩

રા. રા. વૈદ્યરાજ બાપાલાલ ગ. શાહની સેવામાં

......મે અહીં આવ્યા પછી માંડવીની સડક, દરિયા કાંઠાની રેતી-મળી આસરે ૧૦૦૦૦ ઝાડવા વાવ્યા છે. અને અહીં જ વનસ્પતિઆશ્રમ બનાવ્યું છે. આપ જોવા આવશો ત્યારે બહુ રાજી થશો.

લી. સે. જયકૃષ્ણ ઇંદ્રજીના ઘટિત.

(૧૪)

કચ્છ માડવી. ૨૫-૧-૨૪

રા. ગ. વૈદ્યરાજ બાપાલાલભાઇ,

આજ એક અપૂર્વ અદ્‌ભુત લીલા બની છે. આજ રાતના આસરે ૫ વાગે હું અર્ધ જાગ્રત હતો તે વેળા પોરબંદરથી શ્રી સુભદ્રાજી માંડવી મારી પાસે પધાર્યા ને હસ્યાં. પૂછ્યું કે બાપાલાલને કાગળ લખ્યો છે ? શરમાઇ નીચું જોઇ, આખમા હર્ષાશ્રુ ભરી હાથ જોડી વિનંતી કરી કે ભુજથી લખેલ છે. હાલ અહીંથી લખેલ નથી. તો આજ્ઞા કરી કે લખજે. વિનંતી કરી કે જરૂર આજે જ લખીશ. મેં વારંવાર તેમને નમન કર્યાં ને હું ગદ્‌ગદ્ કંઠે બોલ્યો કે આપશ્રીને શ્રમ થયો-પછી ગયો. આપ પછી અંતર્ધ્યાન થઇ ગયાં. "ને હું

પથારીમાથી બેઠો થયો. ઘણી વાર શ્રી સુદામાજી ને સુંદરમાનું ધ્યાન કરી તેમની આપણા પર કેટલી કૃપા અને વાત્સલ્ય છે તેના વિચારોમાં ગરકાવ રહી ઉઠી ભભાંને[૧] કહ્યું કે આજ તો શ્રી સુભદ્રાજીએ બાપાલાલને પત્ર લખવા આજ્ઞા કરી છે. આજ લખીશ.

બાપાલાલભાઇ ! આ વાતો બીજા માને ? પણ મને તો સાક્ષાત્ થાય છે. હવે શું કરવુ ? કોને કહેવી ? ઘેલામાં ગણે, પણ આપને વિશ્વાસ છે તો આપ માનશો.

હવે બન્યું છે એવું કે આજે જ હું આપને પત્ર લખત. પણ ૧૧ વાગે ટપાલમા આપનો પત્ર આવ્યો તેથી હવે તો હું તાજૂબ થઇ ગયો છું કે આ તે શુ ? કઇ આશ્ચર્યનો પાર રહેતો નથી. બસ "ખુદાકી બાતે ખુદાઇ જાને" તેમ છે.

**વેલિસ્નેરીયા સ્પાઇરેલીસ નુ** નામ મે **જલસરપોલીયા** રાખેલું છે. તે નર માદા બન્ને વનસ્પતિ મેં તળાવો ને નદીયોના ધ્રોમા જોએલી છે. તેની કન્યા પોતાની જળમા ડૂબેલી બારીમાથી ડોકીયા કાઢી વરની વાટ જોઇ રહે છે, ને વરરાજા વરૂણદેવની લહેરોપર તરતાતરતા કન્યાઓના મુખના દર્શન કરી પ્રસન્ન થાય છે અને તેમાથી કોઇ કન્યાનુ પાણિગ્રહણ કરવા પોતાની મરજી થાય છે તો વરૂણદેવ વાયુદેવથી પ્રેરાઇ વરરાજાને કન્યાની બારીમા પધરાવી દીએ છે ને કન્યા તાબડતોબ વરરાજાને સતાડી પોતાના જલગૃહને તળીએ લઇ જાય છે. કેવી પ્રભુની લીલા છે કે વરકન્યાના ઘર એકલથભા વાળા જેવા વગવાળા બનાવેલા હોય છે–ને તેની ઉપરની બારીઓ જળથી બહાર આવી વરકન્યાને એક બીજાના દર્શન થાય તેવી યુક્તિ ને તેમા વરૂણ અને વાયુદેવની સહાયતા ! ધન્ય છે પ્રભુની લીલાને !

ઘણી વાતો લખવાની છે પણ કાગળ ભરાઇ ગયો

લી મે. જયકૃષ્ણ ઇ દ્રજીના શુભાશિષ

૧ એમના પત્નીનું નામ છે. એ નામથી એ બોલાવતા.

(૧૫)

કચ્છ માંડવી. ૬-૨-૨૪

રા. રા. વૈદ્યરાજ બાપાલાલ વિ. ગરબડદાસની સેવામા,

આપનો સ્નેહભર્યો પત્ર આવ્યો. આ વખતે પણ શ્રી સુભદ્રાજીએ રાતમા તમોને સંભાર્યા. તે ઉપરથી મેં વિચાર કીધો કે કદાચ આજે બાપાલાલનો પત્ર આવશે. ખરે તે જ દહાડે આવ્યો. એટલે હવે મારા મનને વધારે ચમત્કાર લાગે છે. શ્રી સુભદ્રાજી શું કૃપા કરવાનાં છે તે હું સમજી શકતો નથી; પણ તેઓશ્રી આપણા જેવા તુચ્છ પ્રાણીની સંભાળ લે છે એ કંઇ થોડી કૃપા ન કહેવાય.

પણ હાલ આ બે વખતના બનેલા ચમત્કારથી મારૂં મન આપના તરફ વધારે આકર્ષાઇ ગયું છે ને મને એમ લાગે છે કે આપ જો હાંસોટમાં વધારે ફસાઇ ગયા ન હો તો મારા પાસે હાલ છ એક મહિના આવી જાઓ. અહીં ઘણું જોવાનું અને શીખવાનું છે. કચ્છની વનસ્પતિઓના પુસ્તકમા જે કંઇ મેં લખેલું છે તે પ્રત્યક્ષ અહીં કરી બતાવવાનું છે–તે હવે મેં શરૂ પણ કર્યું છે. ...............

લી. મે. જયકૃષ્ણ ઇંદ્રજીના પ્રણિત.

(૧૬)

કચ્છ માડવી. ૧૩–૫–૨૪

રા રા વૈદ્યરાજ બાપાલાલભાઇની સેવામાં,

......હાલ ભાવનગરમાં ગુજરાતી સાહિત્ય પરિષદ ભરાણી હતી. તેમા "વિજ્ઞાન વિભાગ" ના વિવેચનમાં મુરબ્બી પંડ્યાજીએ "વનસ્પતિશાસ્ત્ર" ના વખાણ વર્ણવ્યા છે, તે વાચી મને હસવું આવ્યું છે. આપને પણ હસવુ આવે એવું જ છે. બાપાલાલ, આપણી રમત પણ વિદ્વાનોને મન એક સાહિત્ય સેવા જણાય છે એ તેમની અમીદ્દષ્ટિ જ છે.

પ્રિય દુર્ગાશંકરભાઇ કેવળરામ શાસ્ત્રીજી હવે મુંબઇ પહોચી ગયા છે, અને પૂછે છે કે "શું હવે મુંબઇ આવવું જ નથી ?" તેના જવાબમાં આજે

મેં વિનંતી કરી કે :–હું હાલ એવી મઝામાં છું કે મુંબઇ કયાં ને કેવી છે તે મને તો સાંભરતીએ નથી.

......બાપાલાલ, એક વખત મારા હાથનાં વાવેલાં ઝાડો અહીં આવીને મારા સાથે પ્રભુલીલાના ભાવથી અવલોકન કરી જોશો તો આપ બહુ ખુશ થશો. તો પછી મને એથી વિશેષ આનંદ કયો હોઇ શકે ?–" એ થકી અદકું હું નથી ઇચ્છતો, સુખ વિશેષ કંઇ સ્વર્ગમાં " (ક. દ. ડા.). સુંદર સંભારે છે.

લી. સે. જયકૃષ્ણ ઇંદ્રજીની આશિષ.

## (૧૭)

કચ્છ માંડવી. કારતક વદી ૨ સોમ ૧૯૮૨

રા. રા. મે. વૈદ્યરાજ બાપાલાલભાઇ,

......મહાત્માશ્રી ગાંધીજી કચ્છમાં પધારી માંડવીમાં ૩ દિવસ નિવાસ કરી લોકોને ઘણો બોધ આપી ગયા. મેં તેમના યશસ્વી હસ્તે વડ ૧, પીપળો ૧, અને તુલસી ૧ એમ ત્રિપુટી–ત્રણેય આર્યાવર્તની અગ્રગણ્ય વનસ્પતિનું વૃક્ષારોપણ કરાવ્યું અને ૨૫ ઝાડોનો એક **ગાંધીકુંજ** સ્થપાવ્યો. વડનું નામ **ગાંધીવડલો** રાખ્યું છે. એ કુંજમા એક મારી પર્ણકુટી બાંધી તેને **વનસ્પતિ આશ્રમ** નામ આપવાનો મારો વિચાર છે............

લી. સે. જયકૃષ્ણ ઇંદ્રજીના ધટિત.

## (૧૮)

કચ્છ માડવી. અ. ચૈત્ર સુ. ૧૦, રવિવાર

રા. રા. વૈદ્યરાજ બાપાલાલભાઈ,

......આજે તો મેં અપવાસ કર્યો છે, આજે મને ઘણું દુઃખ થયું છે. ગઇ રાતમાં હરણીયાંનાં ટોળાં મારા મહુડાના સારા ઉછરેલ રોપા ૭, અરીઠાના ૨ અને કેવડાના ૩ એમ ૧૨ રોપા ખાઇ ગયા છે, તે નુકસાન જોઇ મને તાવ ચઢી આવ્યો. પણ શું થાય ? આજે મને અન્ન કેમ ભાવે ? એટલે ફુરસદ લઇ આપે મોકલાવેલું શ્રીયુત ક્ષિતિમોહનસેનનું **વૃક્ષારોપણ** પ્રવચન વાંચ્યું–

મઝેનું છે. કંઇ રોષ ઓછો તો થયો. પણ ગ્લાનિ હજુ ગઇ નથી. તેથી જ કાગળમાં શાહીના છાંટા પડી ગયા.

- ખેર. મારે તો ઝાડ વાવ્યા કરવાં–તે ડુક્કર બગાડે, હરણ ખાય, ઢોર ખાય, મસલાં કાતરે, ઉંદર કાતરે, ઉધઇ કીડી મંકોડી ખાય, કીટ પતંગીયાં ખાય ને મારે વાવ્યા જ કરવા ? બસ. "जो गुजरे सो दिल पर झेल" એમ માનીને ધીરજ ને સંતોષ લેવાં. મારાં કામોમાં પણ કેટલાં વિઘ્નો હોય છે ? પણ વિઘ્ન એ જ કસોટી છે, નહિ વારુ ?

લી. મે. જયકૃષ્ણ ઇંદ્રજીના શુભાશિષ.

(૧૯)

કચ્છ માડવી. સં. ૧૯૮૨ અ. ચૈત્ર સુદી ૧૧ ગુરુવાર.

રા. રા. વૈદ્યરાજ બાપાલાલભાઇ,

....આ વખતે મને ઝાડ વાવવાનું એટલું બધું કામ છે કે મોત આવે તો કહું કે હમણા મઝૂર કર, આ ઝાડ વાવી લેવા દે, પછી આવજે. મોતબોતની દરકાર કે કોઇ જાતનો ખ્યાલ જ કયાં છે ? આ પુરુષોત્તમ માસમાં પાછા ૫ ચકોરા રાખી નીમ લીધું છે.

સવારમાં પ્રભુસ્મરણ કરી નવા ઝાડો વાવવા. પછી નાહી ધોઇ સંધ્યા કરી તુલસીકવચ અને શ્રી વલ્લભાચાર્યજીના ષોડષ ગ્રંથનો પાઠ કરવો. આ પાઠ વખતે જે આનંદ છૂટે છે તે અલૌકિક છે. યમુનાષ્ટક વાચના જે અલંકારો આવે છે તે ઓલીવર ગોલ્ડસ્મીથનું ડેઝર્ટેડ વીલેજ અને સૈનિકા તથા રસિકનું સૃષ્ટિસૌન્દર્ય ફીકું પાડે છે આ વખતે તમે અને રા. રા. પ્રિય ભક્તરાજ વિઠ્ઠલદાસ લાલદાસ એ બન્ને બહુ સાભરો છો.

એક જ ટંક હાથે રાંધીને જમું છું. બીજે ટંકે માત્ર દૂધ જ પીઉં છું–પણ સાંજના પાછા નવા ઝાડો વાવીને જ, વૃક્ષકુંડમાં દરરોજ કંઇ દટાણા આપવી જ.

આપ જાણો છો કે હવે તો મેં આખા કચ્છ સ્વસ્થાનમાં ઝાડો વવરાવવાનું "કચ્છ વૃક્ષરક્ષક અને રોપક મંડળ" સ્થપાવ્યું છે. તો જે હાલ હું ઝાડો વાવવાનું કામ ન કરું તો પોરબંદર અને ભુજ વૈદ્યસભાની ચો મંઞા

યુદ્ધવિરામ લઇ જાય, માટે મંડયો રહું છું. હવે શરીરની કે બીજા કશાની દરકાર રાખી નથી. માત્ર એમ જ ધાર્યું છે કે મોતપથારીએ જ સૂતા છીએ. આ દેહ કંઇ કામ આવવાની નથી. ઉમ્મર મોટી થઇ તે હવે ઝાઝી ટકવાનીયે નથી. તો જે બે હાથે થાય અર્થાત્ જેટલાં વધારે ઝાડો વવાય તેટલાં વાવી લ્યો.

"આજ તો લાવો લીજીએરે કાલે કોણે દીઠી છે."

મારી કથા થઇ રહી, હવે આપની કથા કરું.... ..........

આપ જયપુર વૈદ્યસંમેલનમાં જવાના છો કે? રા. રા. મે. જાદવજીભાઇ મને જરૂર કરી તેડાવે છે, પણ હું તો ઝાડો વાવવાનું જીવસાટે પણ લઇ બેઠો છું-હવે શું થાય? પ્રભુ ઇચ્છા!

......ઉતાવળ થાય છે, ઝાડો વાટ જુવે છે, વાવવા જાઉં છું. માફ કરશો શ્રી હરિ.

લી. મે. જયકૃષ્ણ ઇંદ્રજીના સુભાશિષ.

(૨૦)

કચ્છ માડવી. આષાઢ વદી ૧૪ સં. ૧૯૮૨

રા રા. મે. વૈદ્યરાજ બાપાલાલભાઇ ગ. ની સેવામા,

આપનો આશ્વાસનપત્ર આજે પોતો, તે તબીયતને બરાબર વાંચી સંભળાવ્યો. હાલ તેને હું ઝાઝી દાદ આપતો નથી, ઊંટ પર તેને બેસાડતો પણ નથી-પણ ગાડા ઉપર અલબત્ત તેને મારી સાથે ઝાડો વવરાવા તેડી જાઉં છું. પાછી આવે છે ત્યારે લોથ થઇ પડે છે અશ્વગધા અને સુંઠની રબડી પાઇ ફોસલાવું છું. કોઇ વાર તેને ખુશ કરવા જરા અંબર સાકરની ભુકીમાં નાખી રકાબી ઉપર દૂધ પાઉ છું. કેમ? ફોસલાવવાના ઉપાય તો ઠીક છે ને?

ગ. શ. અમૃતલાલને નમન લખશો.

લી. મે. જયકૃષ્ણ ઇંદ્રજીના શુભાશિષ.

## (૨૧)

કચ્છ માંડવી શ્રાવણ સુ ૮ ગુરૂ ૧૯૮૨

રા રા. વૈદ્યરાજ બાપાલાલભાઇ

તબીયત પહેલા કરતા ઠીક થતી જાય છે, ચિંતા કરશો નહિ. આજરોજ સામાન્ય વરસાદ થયો છે તેથી આપણા બાલગોપાલ (ઝાડ-પાન, ઘાસ આદિ વનસ્પતિ) ખૂબ મજામા-આનંદમા આવી ગયા છે-એ જોઇ મને પણ આનંદ થાય છે આપને ત્યા પણ પાકો વરસાદ થયો હશે અને તેથી આપ પાસે રમતગમત કરતાં છોકરાઓ (વનસ્પતિઓ) પણ મોજમજામા આવી ગયા હશે. એ છોકરાઓમાથી જે ઉમ્મર લાયક થયા હશે તેની સગાઇનું માગુ કરવા કોઇ પતંગીયા અને મધમાખી નામ ધારી ગોર પણ આપ પાસે આવતા હશે. લાયક વયવાળાની સગાઇ મંજુર કરી દેશો, ગોળ ખાઇ લેજો કેમ કે હવે ભાદરવાનો (વનસ્પતિરાજનો) લગ્નગાળો પાસે આવે છે એટલે આપ ઘણા કામકાજમા ગુંથાશો ફુરસદ મળે તો મારા જેવા ઘરડાબુઢાને પણ થોડી મદદ કરવા પધારશો

પ્રિય બાપાલાલભાઇ હુ રખડી રખડીને ઝાડપાન ઓળખતા તો શીખ્યો તે વખતે ગુજરાતીમા એવુ કોઇ માર્ગદર્શક પુસ્તક પણ નહોતુ કે તેની મદદ મેળવી શકાય વનસ્પતિશાસ્ત્ર મે લખ્યુ ત્યારે એમ માન્યુ હતુ કે આને કોણ વાચશે અને લોકો પણ કહેતા કે એ પુસ્તકને કોણ ખરીદશે પડીકા થશે. હુ કહેતો કે ભલે પડીકા થાય હુ તો વાચીશ

એ જ પુસ્તક આજ ૨૫ રૂપીએ માગે છે છતા મળતુ નથી એ જ પુસ્તકે જનસમાજમા વનસ્પતિશાસ્ત્ર પણ કઇક વિદ્યા છે એમ ભાન કરાવ્યુ છે-એ ઇશ્વરની કેટલી કૃપા ને શુ તેની ગતિ! પ્રભુની લીલા અપરંપાર છે

આજ મારા પર ત્રણ મહાન અને પવિત્ર ફરજો આવી પડી છે —

(૧) જન્મભૂમિ કચ્છદેશમા નવા ઝાડો વાવવા વવરાવવાની

(૨) અમદાવાદ વિદ્યાપીઠમા વ્યાખ્યાન આપવાની

(૩) બનારસ હિંદુ વિશ્વવિદ્યાલયના ચોકમા વનસ્પતિવન (બોટેનીકલ ગાર્ડન) બનાવી દેવાની

અમદાવાદથી પૂજ્ય મહાત્મા બાપુજીના બે પત્રો આવી ગયા

બનારસથી ગઇ કાલે પૂજ્ય પંડિત માલવીયાજીનો અને ગ રા. વૈદ્યરાજ [illegible]ભાઇનો પત્ર આવ્યો હવે કોને ના પાડુ ?

લી મે જયકૃષ્ણ ઇંદ્રજીના શુભાશિષ.

(૨૨)

કચ્છ માડવી શ્રાવણ વદી ૩૦ ૧૯૮૨

ર ન વૈદ્ય બાપાલાલ વિ ગરબડદાસ શાહની સેવામા,

**સક્રિય વનસ્પતિઓ**—ની યાદિ અલગ કરી તે વિષે જે લખવુ હોય તે લખી, પુસ્તકા રૂ છાપવા રજૂ કરી, પ્રાન્તવાર વપરાતી એક જ નામથી જુદી જુદી વનસ્પતિઓ તે તે પ્રાન્તમાથી મેળવી નમૂના સગ્રહ કરી અખિલ ભારતવર્ષીય વૈદ્ય સમ્મેલન વખતે તેની ચર્ચા કરી એક નિશ્ચય પર આવી તેવી વનસ્પતિઓ વિષે યોગ્ય નિશ્ચયાત્મક લખાણ સર્વાનુમતે કરી નાખ્યા સિવાય બીજો રસ્તો મને સૂઝતો નથી ગમે તો આપ એ વિષે ર રા શાસ્ત્રીજી દુર્ગાશકર ભાઇને પુછાવી જોશો

હાલ શરીર મદુ નરમ છે ને કામનો બોજો ઘણો છે પણ કામ ઝાડો વાવવાનુ એટલે બાગ બગીચાના પ્રેમનુ છે માટે મૂકી શકાતુ નથી "વો જાને જીસકે દિલકુ સતાતી હૈ પ્રેમમસ્તી"

એક ચમાર દુધેલીના વર્ગની વનસ્પતિ દ ઇચ ઉચાઇની હમણા ગેડ જો-નામબાઇ લાવ્યા છે તેના સારા નમૂના મગાવ્યા છે આવેથી આપને મોકલીશ તેમાથી પુષ્કળ દૂધ નીકળે છે કલશિગ છોકરા ખાય છે, લોહી સુધારે છે તેને કચ્છમા **ખીરોલી** કહે છે ડાંડી (ફલ) પગ જાડા હોય છે **ક્ષીર-** **કાકોલી** લાગે છે Asclepiadel છે હાલ એજ

લી સે જયકૃષ્ણ ઇદ્રજીના વદિત

(૨૩)

કચ્છ માડવી ભા વ. ૯ ગુરૂ ૧૯૮૨

ર રા પ્રિય વૈદ્યરાજ—

હવે હુ **મધુનાશિણી** અથવા **ગુડમારના** પૂરા નમૂનાની રાહ ભ ઇ અમૃતલાલભાઇ તરફથી મગાવ્યો છે તેની જોઉ છુ જો તપાસી જોઇ ખાત્રી થાય તો "આ વિજ્ઞાન" મા એનો લેખ લખી નાખુ, ત્યાર સુધી એક પાન ઉપરથી એને જ Gymnema શા માટે ગોઠી સેમાર ?

Gymnema સિવાય પણ એવી વનસ્પતિ મારી જાણમા છે કે જેનુ રસ આપને ચવાય ને પછી આપને કવીનાઇન કડવી ન લાગે ગોળ મીઠો ન લાગે—તો જાણ્યા વગર હુ G કેમ લખુ ?

**सारिवे द्वे** છે તેમા **कृष्ण सारिवा** પૂજ્ય પ ભગવાનલાલભાઇ Gymnema ને કહેતા અને **श्वेतसारिवा** Hemidesmus ને Gymnema ના પાનમા સ્વા ખોવાની અસર વિષે મી એજવથે ૫૦ વર્ષ પર મુબઇમા જાહેર કર્યુ હતુ

આ સાન નદીના પૂર આવવાથી મારા કયાસચા કેટલાયે ઝાડ ઝાંખ જલસમાધિ લઇ ગયા તેની એ સ્થિતિ જોવા હુ હજી જીવતો રહ્યો છુ એ શોચનીય નથી શુ ?

મોગ ઝાડ વરીઆળીયાથી પડી જાય નાના પાણીમા ડૂબી તણાઇ જાય ત્યારે આપણે શા માટે રડવુ ? બીજા નવા ઝાડો વાવવા માટે જ રહેતા તે વાવવા મડ્યો છુ કમર ઝનાણી છે ખૂબ શોક કરુ છુ વૃક્ષારોપણ તો હુ હવે ઉપરાઉપર કરાવે ( નાખુ છુ તમો તો રોજ યાદ આવ્યા કરો છો

નિય બાપાલાલ હવે ઘણો ઘરડો ડોસો થયો હજી મને ઝાડપાનનો શોખ એવાને એવો મહેક વિશેષ વેગમા છે હુ ધારુ છુ, એ શોખ તો જીવની સાથે જાશે ને નવ **નંદનવનમા** ઝાડપાનનુ કામ કરવુ પડે તો ના ન કહેવાય હા એ છુ

લી મ જયકૃષ્ણ ઇદ્રજીના શુભાશિષ

(૨૪)

કચ્છ માડવી આસો સુ ૭ બુધ ૧૯૮૯

ના ગ વૈદ્યરાજ બાપાલાલભાઇ —

બોટનીનો એક કોશ આપણે ગુજરાતીમા કરવાનો છે એ વાત આપે મને પ્રથમ લખી હતી કોશ કરવામા જોઇતી ચોપડીઓમાથી એન્ગ્લીશ નિઘંટ્ટ આ ફર હકી તેમ્બ (જરમન), ઑલીવર આદિ ચોપડીઓ માગી અમે પોરબદરમા છે તે ઉપરાત અહ મને મે કચ્છ ગલ્તના ચીફ મડિક

ઓફિસર રા. રા. મે. તાંબે સાહેબ અત્રે મારા પાસે કેટલીક વનસ્પતિઓના નમૂના લઈ લાટીન નામ જાણવા આવ્યા હતા-તેમની પાસે મેં એક નવીન ચોપડી જોઈ; જેનું નામ Gray's Botanical Text Book (Sixth edition) Vol I. Structural Botany. New York. એ પુસ્તક Asha Gray જે ઘણો જ પંકાયલો છે તેનું બનાવેલું છે. તેમાં મેં Glossary જોઈ તે ઘણી સારી છે. તો એ પુસ્તક આપ પાસે છે કે નહિ ? ન હોય તો મુંબઈ અમદાવાદ તરફ જાઓ તો જોજો.

અમને ત્રણેને તાર આવે છે. આપ ખુશ હશો.

લી. સે. જયકૃષ્ણ ઇંદ્રજીના ઘટિત.

## (૨૫)

કચ્છ માંડવી. સંવત ૧૯૮૩ કારતક સુ. ૧૨ બુધ.

રા. રા. વૈદ્યરાજ બાપાલાલભાઈ,

.....સાંભળ્યું છે કે રા. રા. મે શાસ્ત્રીજી દુર્ગાશંકર કેવળરામે મારું જીવન "પ્રસ્થાન" નામના માસિકમાં છપાવ્યું છે. આની મને ખબર નથી. હજી હું જીવતો છું ત્યાં જીવન કેવું ? શેઠ ગોકળદાસભાઈએ વાત કરી.......

લી. સે. જયકૃષ્ણ ઇંદ્રજીના ઘટિત.

## (૨૬)

કચ્છ માંડવી. ચૈ. વ. ૧૦ ૧૯૮૩

રા. રા. વૈદ્યરાજ બાપાલાલભાઈ,

અભિપ્રાય પત્ર મળ્યો, લહેર આવી ગઈ છે. હવે તો 'જંગલમાં મંગલ' પુસ્તક પણ વાંચવા આપનું મન થઈ જાય છે, પણ તે હવે લખે કોણ ? થઈ ગયું તે થઈ ગયું.

આજે આવેલ ૩ નમૂનાઓ નીચે પ્રમાણે............

તા. ક. સુકમારનો ટુંકો લેખ વાંચી રાજી થયો, પુસ્તકો વાંચીગયા તેથી રાજી થયો. હુકર અને થોમ્સનની ઇંટ્રોડકશન તો ખરે જ અભ્યાસ કરવા લાયક છે. આપ બહુ રાજી થવા લાગો છો.

લી. સે. જયકૃષ્ણ ઇંદ્રજીના ઘટિત.

(૨૭)

કચ્છ માંડવી સંવત ૧૯૮૮ શ્રા વ ૩ સોમે તા ૧૫-૮-૩૨

સમગ્રગુણગણાલંકૃત રા રા વૈદ્યરાજ બાપાલાલભાઇ ગરબડદાસની સેવામાં

આપની સહાયતાની તો ઘણીએ જરૂર છે આ કાર્ય મોટું છે અને દેશસેવા, વિદ્યા અભ્યાસ અને પરીક્ષા આપવાનું છે—અને પરીક્ષક ના સોરાબજી અને ના લોર્ડ ઇરવિન જેવા ધુરંધર વિદ્વાનો છે—દેશદેશાંતરોના પ્રદર્શનો જોએલા તેમની નજરમાં આપણે શું આવીએ ? પણ જો કુછ યહ જાનસે હુવા, ઉસસે હમભી કુછ હૈ " અને ધામે કહ્યું છે કે 'I know I am worthless and small but am I not grass in the Garden of God, And is he not Lord of all ? આપણે બાપાલાલભાઇ ધામથીએ ઉતરતા તો ન જ હોવા જોઇએ આપણે આપણાથી બનતું ને પ્રભુ કૃપાથી સૂઝે તે કરવું—પછી સર્વ, કાર્ય કરાવનાર સર્વ શોભાવનાર અને જોનાર પણ પ્રભુ જ છે ના ? આપણને તો કર્મનો જ અધિકાર માટે આપ નિમિત્તે પણ આવી તો જશો—આપના આવવાથી મારા ઉત્સાહમાં ખૂબ વૃદ્ધિ થશે—અને કોઇ પણ કાર્ય ઉત્સાહથી થાય છે તે પ્રભુ માની લે છે માટે મને વિશ્વાસ છે કે પ્રભુ સાથ કરાવે છે તે અંગીકાર પણ કરશે આપણે તો કરે જાનું જીવનચરિત્ર હયાતીમાં લખવું એ મને તો યોગ્ય જણાતું નથી વખતે મારી ભૂલ પણ હોય તો પણ હું એટલું સમજું કે ઘડપણમાં પાકો અનુભવ થતા ને સ્હેજ વિદ્યા મેળવતા સ્વભાવ સુધરતા કે બગડતા પણ તેને હાથે કેટલાંક કામ થાય છે તેમાંથી પણ કેટલુંક અનુકરણ કરવા જેવું હોય છે

કચ્છમાં ૫૧ વર્ષ નોકરી કરે તોએ ભાગ્યે જ પેનસન થોડું ઘણું મળે કે નએ મળે તો મને એક અપવાદ તરીકે ૩૧ વર્ષની નોકરી પછી આ વર્ષથી ભરપગારે પેનશન મળ્યું છે, એ કચ્છમાં નવો જ દાખલો છે તો દિવાનજીનીથી શુદ્ધ અંતઃકરણથી પ્રમાણિકપણે નોકરી કરનારની કચ્છ રાજ્ય પણ કેવી કદર કરે છે એ શું લખવા જેવું નથી ? તેમ હજુ જીંદગીનું છેલ્લું કામ કચ્છ બોટેનિકલ મ્યુઝિયમ તો હવે ખોલવાનું છે—માટે જીવનચરિત્ર તો મરણ પછી જ શોભે હજુ—મનોરથ તો હવે પછી જાણું છે—ત્યાં શું થાય છે તે કોણ જાણે છે ? તો એવા અધુરા જીવનચરિત્ર તો આપ પસંદ કરો હું ન કરું માટે આપ સોગ ઠો ખુશી પડે તેમ કરો હું નાઇ ન કહું

લી જયકૃષ્ણ ઇંદ્રજીના વંદન

(૨૮)

કચ્છ માડવી. તા ૨૭-૯-૨૭ સોમે.

ગ રા વૈદ્યરાજ બાપાલાલભાઇ,

આપે મોકલાવેલ નમૂનો અંકલેશ્વર સ્ટેશનવાળો ૫ને મોકલ્યો હતો તેનુ નામ **નેર્ન** કે **હુકર** મા નથી નામ Cith rexylon subserratum.

(N-O. Verbenceæ) છે હવે આપ ક્યારે આવો છો એ જ વરસાદની પેઠે વાટ જોતો

લી. મે જયકૃષ્ણ ઇદ્રજીના ધટિત

(૨૯)

કચ્છ માડવી તા ૫-૧૨-૨૭

રા રા મે વૈદ્યરાજ બાપાલાલભાઇ,

ગઇ કાલે મુનિ મહારાજ ત્રિલોકચંદ્રજી નમૂના જોવા ગજમહેલ પર આવેલા ખૂબ નમૂના જોયા, ખૂબ આપની વાતો થઇ ..

સ્વામીજી દેવાનદજી ખૂબ નમૂના કુઆમાથી ભેળા કરે છે—કે છે **કરાંચી** ચાલ, અને મુનિ મહારાજ કે છે કે **આણુ** ચાલ—ને બાવો[1] કહે છે કચ્છમા રહે માટે હવે શુ કરવુ તે લહેરમા આવો ત્યારે લખજો—"અમને તો હમણા નથી નવરાશ, ગુરુજી અમે ઘડપણમા ગોવિંદ ગાશુ" તેમ અમે પણ હમણા કઇ લખતા નથી. હજુ ઘડપણમા "**જગલમાં મંગલ**" નામનું પુસ્તક લખવા વિચાર થાય છે—મેટર ઘણી તૈયાર છે; બાકી જો આપ લખવા બેસો તો મોઢેએ ઘણી નોધ છે હવે જગલનુ નહ્મ્ય, બાપાલાલ ભાઇ, એમ જ જાય છે તેનો સોસ તો થાય છે—પણ હવે એવા સોસ મૂકીને "રાધે ગોવિંદ, ભજો જે જે ગોવિંદ" ની ધૂન લગાડી મગ્ન કા ન લૂટવી ? બોલો શ્રી પરમાત્માકી જય

લી સેવક જયકૃષ્ણભાઇ ઇંદ્રજીના ધટિત

[1] બાવો એટલે નામદાર કચ્છના મહારાવશ્રી ચ્છના લોકો એમને 'બાવા શ્રી' કહે છે

( ૩૦ )

કચ્છ માંડવી

સં ૧૯૮૫ માર્ગશીર્ષ વદિ ૭ શુક્ર

ર. રા. મે. વૈદ્યરાજ બાપાલાલભાઇ,

હિમાલય જવાનો સમય તો નીયાગો નથી પણ ઉદાગો કે કેમ નોંધ કહે કે આપ જવાની તૈયારી કરો ત્યારે પત્ર લખશો. માગથી ગે ગીતે હિમાળે ફરાય? ને ત્યાંની ઝાડીમાં અવસાન થાય તો એના જેવું બીજુ શું સુખ? અને ક્યું સ્વર્ગ? વિચારે જ બહુ મઝા આવી જાય છે ને ઉચા ઉચા દેવ ૩ ભોજપત્ર આદિ વૃક્ષોના સ્વપ્નવત્ દર્શન થાય છે ઓહો! ભાઇ, ભાઇ, કેવી મજા! અહીં જ માગ ઢુવા ( Dunes ) મા હિમાલય જેવી ઉંચી તો નહીં પણ રેતી પર પચગઇ આરવેલ ( Ipomœa biloba ) જેવી વેલડીઓ હસતી રમતી ગુલાબી ફૂલોથી ધોળી રેતીને લીલા ગતા રંગ આપી ઢાંકી રેતીને સુભગ આપતી હવે તો ટેર તમારી હુલાવર ચડી ગએલી દેખાય છે—જે આપની વખતો વખત યાદ કરાવે છે ધન્ય હિમાલય કે જેનુ નામ સંભારતા આવો આનંદ વ્યાપે છે, તે પોતે કેવો હશે?

"સમ. કે. ગે. હિ બનિ આવે"

લી. મેત્રક જયકૃષ્ણ ઇંદ્રજીના ધર્મિત સ્વીકારશો

( ૩૧ )

કચ્છભૂજ શરદબાગ

સં—૧૯૮૫ પોશ વદિ ૪ સોમે

ર. રા. મે. વૈદ્યરાજ બાપાલાલભાઇ,

આપે મોકલાવેલો દીનીશુલા નો નમૂનો ગઇ કાલે પોતો અને આજે મુઝિયા અને દાડીવાળી કોથળી પણ પોતી કે મોકલેલ નમૂનો મને ટખના વર્ગનો લીઆની જાતનો લાગ્યો અને તે ઉપરથી મે હુકરમા તપાસ્યું, તો હુકરમા પદર જાતની લીઆ આપેલી છે તેમાથી "12 Leea robusta. H. vol I p. 667" આ ખરો મને લાગે છે વધારે ના નામ આવ શકશો.

રા. રા. મે. દુર્ગાશંકરભાઇને મેં **સોમ** અથવા **હોમ** Ephedra pedunculari--નો પાર્સલ તા. ૧૫-૧-૨૯ ને મોકલ્યો છે તે નમૂનો આપ પણ જોજો.

......આ વસ્તુ અને એની બીજી જાત E. vulgaris ઇરાનથી હોમ ને નામે મુંબઇ આવે છે અને તે પારસી લોકો (મોબેદો) આતસબેરામમાં રાખે છે અને ધાર્મિક ક્રિયામા વાપરે છે.

......શરીરે શરદી, દમ, હૃદયકમ્પ, વાત, કફ-એ બધું હાક્ષ છે. સાવ ખાટલે છું. **"હાર્ટફેલીયર"** કે **અવસાન** હજુ થતું નથી તેનું શું કારણ હશે? ક્યારે થશે તે લખશોજી.

**તા.** ક. આપ અને શેઠ ગોકુલદાસભાઇ મને એક કાવડમાં બેસાડી (શ્રવણની માફક) હિમાલયની યાત્રા ન કરાવી શકો?

લી. સે. જયશંકર ઇંદ્રજીના ધટિત.

* * * *

## (૩૨)

મથુરા સં. ૧૯૭૭, ફાગણ વદી ૧૦

રા. રા. મે. શાસ્ત્રીજી દુર્ગાશંકરભાઇ,

......બીજું **કૃષ્ણતમાલ** કે **શ્યામતમાલનાં** વૃક્ષનું સાહિત્યમાં આટલું બધું વખાણ છે. તે ઝાડ મેં જોયું ન હતું, તે જોવાની મને બહુ ઇચ્છા હતી, તે હવે અહીં પૂરી થઇ છે. ખરે જ ઘણું સુંદર સુઘટિત સઘન ઘટાવાળું છે. વળી તેમા અત્યારે લીલા પાન આવી રહ્યાં છે અને તેમાં તેના ગુંબજ, તંબુ કે છત્ર નીચે નાના નાના લોલકની પેઠે છૂટાંછટાં પીળાં સોપારી જેવડાં ફલ આવી રહ્યાં છે, તેથી તે બહુ જ મનોહર લાગે છે. આ ઝાડની સઘન શીતળ છાયા નીચે શ્રીકૃષ્ણ આનંદકંદ બપોરની વખતે વિરાજી છાક આરોગતા અને શ્રી મહાપ્રભુજીની બેઠક પણ કેટલીક જગોએ વ્રજમાં આનાં ઝાડ નીચે છે તે બરાબર છે: કેમ કે બપોરના રસ્તે જતી વખતે પથિકને આ ઝાડની શીતળ સઘન ઘટાની છાયા તળે બેસી જવાનું મન થાય છે જ.

જર્મનીથી છપાવી મંગાવવા હજી ઘણી તીવ્ર ઇચ્છા દર્શાવી. રા. રા. મે. બાપાલાલભાઇ અને આપ પ્રયત્ન કરો તો આ કામ થાય, શેઠની ઇચ્છા પૂર્ણ થાય અને આયુર્વેદનો કંઇક ઉદ્ધાર થાય. આપના હાથમાં છે, હવે હું તો કંઇ કરી શકું નહીં.

અમદાવાદમાં મેં ૧૦૪ ડીગ્રી તાવમાં પ્રદર્શન ગોઠવ્યું. ૧૦૩° ડીગ્રી તાવમાં વિદ્યાપીઠમાં ભાષણ આપ્યું, ૧૦૨ ડીગ્રીએ પાટણની વૈદ્ય પાઠશાળામાં ભાષણ આપ્યું અને આજ રોજ ૧૦૧ ડીગ્રી તાવમાં શ્રી નરનારાયણ મંદિરમાં જાદવજી મહારાજને હાથે શ્રી તુળસીજીનું વૃક્ષારોપણ કરાવ્યું છે.

લી. સે. જયકૃષ્ણ ઇંદ્રજીના ઘટિત.

## ( ૩૫ )

કચ્છ માંડવી. ૧૯૮૨ અ. વૈ. વદી. ૧ સોમ.

રા. રા. મે. શાસ્ત્રીજી દુર્ગાશંકરભાઇ કેવળરામની સેવામાં,

હાલમાં આપનો કૃપાપત્ર નથી તે આપ જયપુર વૈદ્યક સંમેલન ને પ્રદર્શનના કાર્યમાં હશો તેથી વ્યવસાયને લીધે હશે.

આપ ત્યાં પધારવાના છો એમ. સુ. રા. રા. વૈ. જાદવજીભાઇ લખે છે. મને આમંત્રણ છે ને સાનો આગ્રહ છે. પણ હું તો અમદાવાદથી જ ધરાઇ રહ્યો છું એટલે હવે તો કયાય જવા વિચાર નથી.

વળી હાલ મેં પુરુષોત્તમ માસ દરમિયાન બે ટંક દરરોજ નવા ઝાડો વાવવાનું **નીમ** લીધું છે તે વાવું છું. પંચંકશ રાખ્યા છે, સંકલ્પ ઝાડો વાવવાનો કર્યો છે. બેથી ઓછા સવારે નહિ ને બેથી ઓછા સાંજે નહિ–વધારે થાય તો હરકત નહિ–વાવવાં. આવા નિયમથી ૧૫ દિવસમા આશરે ૭૦ ઝાડો તો વાવી લીધા છે. હજુ ૧૫ દિવસ બાકી રહ્યા છે તો ઘણું કામ થઇ જશે. તુલસી કવચ અને ષોડશ ગ્રંથનો પાઠ, એક ટંક ભોજન, અને રોજની " કચ્છ વૃક્ષ રક્ષક અને રોપક–મંડળ " નાં ફંડમા કંઇ દક્ષિણા આપવી. એ જ. આપ આનંદમાં હશો.

લી. સે. જયકૃષ્ણ ઇંદ્રજીના ઘટિત

વ. ૭ સોમે તથા વ. ૮ બુધે—બે દિવસમાં ત્રણ વૃક્ષારોપણ કરવાના ઉત્સવ કરવાના છે ગૃહસ્થ લોકો ઝાડો પોતાને ખરચે વાવે છે—મારે તો ફક્ત તેમને પ્રોત્સાહન આપવાનું છે

બૃગુસંહિતામાંથી વૃક્ષારોપણની પદ્ધતિ એક જ્યોતિષી પાસે મેળવી છે તે પદ્ધતિ પ્રમાણે વિધિસહ વૃક્ષની પૂજા કરી તે ખાડામાં યજમાનને હાથે પધરાવવું—કેવી મઝા!

**काकनासा**—આપણે પૂના પ્રદર્શનમાં નેપાની પંડિત પાસે જોઈ હતી તે મને સમુદરશોકની જાતની વનસ્પતિનું લાંબી ચાચ જેવું ફલ લાગતું હતું પણ **શીંગોટી** ઠીક લાગે છે હા એ જ

લી. મે. જયકૃષ્ણ ઇન્દ્રજીના નમન

(૩૯)

કચ્છ માંડવી ભાદ્રપદ સુ. ૮ રવિ ૧૯૮૭

ગ. ગ. મે. શાસ્ત્રીજી દુર્ગાશંકર કેવળરામની સેવામાં

આ સાથે આપને વાચતાં આનંદ થાય એવો એક ૮ પાનાનો રા. રા. મે. વૈદ્યરાજ અમૃતલાલભાઈ પ્રાણશંકર પટ્ટણીનો કૃપાપત્ર મળ્યો છે આ પત્ર વાચતાં મને મારા ગુરુવર્ગ મહૂમ ભગવાનલાલભાઈ, પૂજ્ય વૈદ્યરાજ રઘુનાથજીભાઈ અને આપ ખૂબ યાદ આવ્યા. માટે આ પત્ર આપને વાચવા મોકલ્યો છે

આ પત્ર લખનારને શી હોશ? તેમના જિજ્ઞાસા ભરેલા શબ્દો મને ખરેખર આપણા ભગવાનલાલભાઈ અને મુ. રઘુનાથજીભાઈની વનસ્પતિઓ સંબધીની પ્રીતિ યાદ દેવરાવે છે ઓહો! મને એમ થાય છે કે આજ તેઓ બન્ને મુરબ્બીઓ વિદ્યમાન હોય તો હું ધારૂં છું, આપણે ત્રણે અને બાપાલાલભાઈ પણ તેમના જ ચરણોમાં રહીએ અને રહસ્ય તથા પ્રેમ અને આનંદ સહિત વનસ્પતિયો ને જૂના ઇતિહાસની શોધખોળ કરીએ ગુરુવર પંડિત ભગવાનલાલભાઈ અંગ્રેજી નહોતા ભણ્યા રઘુનાથજીભાઈ અંગ્રેજી નહોતા ભણ્યા વૈદ્યરાજ અમૃતલાલભાઈ અંગ્રેજી નથી ભણ્યા—છતાં ત્રણે પ્રેમી અપૂર્વ બોટેનિસ્ટ!!!

બસ–દુર્ગાશંકરભાઇ, પ્રેમ વિદ્યા શીખવે છે–કૉલેજ કે શાળાઓ નથી શીખવતી. આજ આવા પ્રેમી થોડા છે. માટેજ અમમાં વિદ્યા નથી. ઓહો ! શું કરીએ ? રોજ એક ઝાડ વાવી તેને નમન કરવું–બીજું શું કરવું ?

**ગુડમાર**ના પાનનો નમૂનો આ સાથે છે. મુંબઇમાં કોઇ **ફૂઇબા** છે જે આ પાન ઓળખે ? આનંદમાં હશો ને રહો.

લી. સે. જયકૃષ્ણ ઇંદ્રજીના ઘટિત

( ૪૦ )

કચ્છ માંડવી. સં. ૧૯૮૨
ભાદરવા વદી ૫ સોમ.

રા. રા. મે. શાસ્ત્રીજી દુર્ગાશંકરભાઇની સેવામા,

રંકથી રાજા સુધી કહે છે કે રેસ્ટ લ્યો, રેસ્ટ–તદ્દન આરામ લ્યો. રેસ્ટ ( આરામ ) ની તપાસ કરતા કયાય જોવામા આવ્યો નહિ. જ્યા પૂછીએ ત્યાં રેસ્ટ છે ? તો કહે રેસ્ટ તો નથી જ. બીજું જોઇએ તે લઇ લ્યો. " પરમ સુખી થવાનો માર્ગ " મ. શ્રી. નથુરામજીના વનચામૃતો " ગુજરાતી " મા હાલ આવે છે તેમાં વાન્ચો, ત્યા આરા થઇ કે કષ્ટસાધ્ય છે, ને મળે કે ન એ મળે. હવે રેસ્ટનું શું કરવું ? આપશ્રીની મોટી ફાર્મસીમા હોય તો થોડો મોકલી આપવા કૃપા કરશો. ન હોય તો આગળ ઉપર તપાસ કરશું–" હમણા નથી અમને નવરાશું, ગુરુજી અમે ગઢપણમા ગોવિંદ ગાશુ " આવી મઝા છે. લાબા પત્ર માટે ક્ષમા.

લી. સે. જયકૃષ્ણ ઇંદ્રજીનાં નમન.

( ૪૧ )

કચ્છ માડવી. ભાદરવા વદી ૭ ભોમ ૧૯૮૨

રા. રા. મે. શાસ્ત્રીજી દુર્ગાશંકરભાઇ કેવળરામની સેવામા,

......Gymnema silvestre ( Asclepiadeæ ) **કાવલ્લી** ( મ ) તો ડા. એજવર્થે ૫૦ વર્ષ પહેલા મુબઇમા જાહેર કરી હતી અને તેના પાન ચાવવાથી જીભનો સ્વાદ પારખવાનો ગુણ જતો રહે છે એમ જણાવ્યુ હતુ. એને **મધુનાશિની** નામ તો રા. રા. વૈદ્યરાજ દુલ્લભજી ધ્રુવ ( ફઇબા) એ

આપ્યું લાગે છે. આપે કોઇ પણ નિઘંટુમાં **મધુનાશિની**–કોઇ ઔષધીય વનસ્પતિનું નામ વાંચ્યું છે ? જો આપની જાણમાં હોય તો તે નિઘંટુમાંથી તે વનસ્પતિનું વર્ણન જણાવવા કૃપા કરશો.

**મધુનાશિની** એજ **ગુડમાક** (મારવાડી) વૈદ્યવરો કહેવા લાગ્યા છે અને એ નામથી કેટલાંક પાન અને મૂળીયાંના નમૂના મારા પાસે મોકલે છે, પણ આજ સુધી કોઇએ એ નામથી Gymnema નો નમૂનો પાનફૂલ સીંગ સોતો મોકલ્યો નથી............

G. S. ને મુરબ્બી પં. ભગવાનલાલભાઇ **કૃષ્ણસારિવા** કહેતા અને Hemidesmus ને **શ્વેતસારિવા** કહેતા. હેમિડેસ્મસનાં મૂળમાંથી જેવી સુગંધી અને સ્વાદ જણાય છે તેવી જ સુગંધી અને સ્વાદ જીમ્નીમાનાં મૂળમા હોય છે–મેં બન્નેનાં મૂળ જોયાં, સુંઘ્યાં, ચાખ્યાં છે.

ડૉ. દત્ત **સારિવે દ્વે** લખે છે. તેમાં એક **હેમિડેસ્મસ** અને બીજી Ichnocarpus fruticans (*Apocynaceæ*) લખે છે. આ પણ કેવો ગોટાળો છે ? પણ પ. ભગવાનલાલભાઇનું માનવું મને ઠીક જણાય છે. એ વિષે હવે પછી ચર્ચા કરશું. હાલ તો **મધુનાશિની** શબ્દ ક્યા નિઘંટમાંથી કાઢ્યો એ જોઇએ છે. એ જ

લી. મે. જયકૃષ્ણ ઇંદ્રજીના પ્રણિત.

## (૪૨)

કચ્છ માંડવી. સં. ૧૯૮૭ આસો સુ. ૭, ગુરુવાર

રા. રા. મે. શાસ્ત્રીજી દુર્ગાશંકરભાઇ કેવળરામની સેવામાં,

.....પોરબંદર, અમદાવાદ, મુંબઇ, પૂના, દેહરાદુન અને કાશી એ બધાંએ સ્થળ હવે અહીં જ માની અહીં જ દ્વારકા કરી લેવામાં આવે તો શું ખોટું છે ?

**"पादन आला, कीचड झाला, नदीचे आला पूर, आता माला बठेही पंढरपुर,"** આવું મનથી દઢ નિશ્ચય કરતાં જ શ્રી વિઠ્ઠલનાથજી પધાર્યા–ભાઇ ભાઇ ! કેવી ભાવના ને કેવી મઝા ? વાહ પ્રભુ ! તમારી લીલા !

મને હાલ થોડા દિવસ તાવ આવ્યો તે તાવ તો ઉતરી ગયો. પણ ૧૫ દિવસ થયાં અત્યંત અશક્તિ, કબજીઆત, પિશાબમાં અતિશય બળતરા થાય છે.

ઉપાયમા સ્વ. ગુરુવર પંડિત ભગવાનલાલભાઇનું ગળોસ્વરસ તેમા **સ્વેતક** (કારબોનેટ ઓફ સોડા) નાખી પીઉં છું. ખોરાક કાંઇ, દૂધ ભાત. મુદ્દલ ભૂખ નથી.

શું પુસ્તક પૂરું થયું તેની સાથે આયુ પણ પૂરૂ થયું ?

મારી યુવાવસ્થામાં હું જાણતો કે બીજા ઘરડા થાય છે, બિમાર પડે છે, પણ હું તો આવો જ જવાન પઠ્ઠો રહીશ. એવો હું અજ્ઞાની ને બેફામ હતો—કદાચ હજીએ હઇશ............

લી. મે. જયકૃષ્ણ ઇંદ્રજીનાં નમન.

**(૪૩)**

જેઠ સુદી ૩ સોમ સં. ૧૯૮૧.

રા. રા. મે. શાસ્ત્રીજી દુર્ગાશંકરભાઇ,

.....ઔષધાલય વનસ્પતિ સંબંધી લગભગ સૌને વૈરાગ્ય આવી ગયો છે, ત્યારે એકના એક રા. રા. વૈદ્યરાજ અમૃતલાલભાઇ પટ્ટણી હજુ કેમ તેમાં મોહ ધરાવે છે તે પુછાવશો તો જણાશે.

આપ અને અમૃતલાલભાઇ જો હાલ અત્ર પધારો તો મારી વાવેલી વડની ડાળોમા હાલ સુંદર ચકચકીત ૯–૧૦ ઇંચ લાબા અને ૭–૮ ઇચ પહોળાં એવા પાન આવ્યાં છે. તેની પત્રાવળી દૂના કરી તેમા આપ બન્નેને પૂરી ને આબાનો રસ જમાડું, બહુ મઝા આવશે

હું પોતે જ્યારે એની પત્રાવલી અને દૂનામાં જમું છું ત્યારે એવો વિચાર કરૂં છું કે :—

ઓ હો ! મારા વાવેલા ઝાડોની છાયા નીચે હુ બાર માસમા બેસું છું–એ ઝાડના પાત્રામા ભોજન કરૂં છું–ત્યારે મેખશાહીની પેઠે ઘણા વિચાર કરૂં છું.

લી. સે. જયકૃષ્ણ ઇદ્રજીના ઘટિત.

(૪૪)

કચ્છ માંડવી. સં. ૧૯૮૩ કા. વ. ૧ શનિ.

રા. રા. મે. શાસ્ત્રીજી દુર્ગાશંકરભાઇ કેવળરામની સેવામાં,

......હવે મને તાવે તદ્દન લાસ કીધો છે. એક માસની હક્કની રજાપર પોરબંદર બહુધા થોડા રોજમાં જઇશ. ત્યાં રા. રા. લૈ. બાપાલાલભાઇ આવશે અને મારાં પોથાં પાનાં થોથાં–પુસ્તકોનું લીસ્ટ કરશું અને મારી જુવાનીમાં મેં ભેળું કરેલું કેટલુંક સાહિત્ય હવે કામનું નહીં હોતાં તે કાઢી ખાતરમાં નાખી દેશું. તે સાહિત્યમાં તો આવું હશે :—

"કરિ અંજન મંજન કંચન સોતનું, કેશ ગુરાય કે બેઠી અટા;
કચનાર કલિસે શોભત હૈ, કુચ પીન મહા અતિ ઝીનપટા;
કવિ બ્રહ્મ ભને અબ કયા બરનોં, એસે રૂપ કોં દેખ કે કોન લટા,
ઇનવાર નિમેં મુખ ઢાંપી રહી, સુપનોં શશી ઉપર શ્યામઘટા."

આવું સાહિત્ય હવે શા કામનું ? હવે તો એવું સાહિત્ય જોઇએ કે "બંસી કે બજૈયા નેક બંસરી ફેર બજાય." જય શ્રી કૃષ્ણ ! ભલે એક વખત થઇ જાય. જરા બાસુરી સંભળાવી જાઓને–એટલે તેની ધૂનમાં ને ધૂનમા તારામાં સમાઇ જવાય. ! !..................

લી. સે. જયકૃષ્ણ ઇંદ્રજીનાં નમન.

(૪૫)

કચ્છ માંડવી. માહા વદી ૯ શુક્ર સં. ૧૯૮૩

રા. રા. મે. શાસ્ત્રીજી દુર્ગાશંકરભાઇ કેવળરામની સેવામાં,

......"પાષાણ ભેદ" ને તેના પરની આપની નોંધ "આયુર્વેદ વિજ્ઞાન" માં વાંચી. હજુ તો ઘેરે જ છીયે.

ગઇ કાલે હિંદી "आयुर्वेद विज्ञान" સચિત્રનો પહેલો અંક અમૃતસરથી નીકળેલ મળ્યો. એમાં એ "બુટી દર્પણ" ની માફક સાદાં ને રંગીન ચિત્રો આવશે–એમ લખે છે,

પ્રિય દુર્ગાશંકરભાઇ ! આપણને વીતી છે તેથી આપણે જાણીએ છીયે કે ચિત્રોના બ્લૉક કરાવવા કે લીથો છપાવવા કેટલા મુશ્કેલ છે. માટે જ આપણે

મુંબઇ જેવા (હિંદના દરવાજા) શહેરમા રહીને પણ આપણા "આયુર્વેદ વિજ્ઞાન" ને મચિત્ર ન કરી શકીએ! કેટલા અફસોસની વાત છે. ચિત્રો બાબતમા આપને જે વીતી તેથી હું તો હવે આપને કાંઇએ ન કહું. પણ અલબત મનમાં ખેદ તો થાય કે આપણે જડીબુટી ઓળખીએ અને તેના ચિત્ર ન આપી શકીએ ?

......ઝુરી (કચ્છી) સોમ કે હોમ–જે વનસ્પતિ ઇરાનથી પારસી લોકો મંગાવે છે ને જેને **હોમ** કહે છે ને જે મોબેદો ધૂપ દઇ આતશબહેરામમાં રાખે છે ને ધાર્મિક ક્રિયાઓમાં વાપરે છે–તે જ વનસ્પતિ કચ્છમાં મેં શોધી છે–અને તેમાં તો અત્યારે ફૂલ આવેલા છે. એનો નમૂનો આપને પૂણે મોકલ્યો હતો. ત્યાંથી એનું નામ ( Gretum Scandens ) લખાઇ આવ્યું હતું, પણ ફૂલવાળો નમૂનો મંગાવ્યો હતો કે નિશ્ચય થાય. હવે હું આપને તેનો ફૂલવાળો નમૂનો મોકલીશ. પૂણેથી આવેલ નામ મને ખોટું લાગે છે. હવે ફૂલવાળો નમૂનો જાશે ત્યારે નિરાકરણ થશે. તસ્દી માફ.

માવઠું થયું, હીમ પડયો, ઝાડો બળી ગયા. શું હીમ–પ્રુફ ( frost proof ) ઝાડો નહિ હોય ? હશે તો ખરાં, આપણે જાણતા નહિ હોઇએ.

લી. મે. જયકૃષ્ણ ઇંદ્રજીના ધટિત,

( ૬૬ )

પોરબંદર. ૨૪–૧–૨૭

રા. રા. મે. શાસ્ત્રીજી દુર્ગાશંકર કેવળરામની સેવામાં,

......મે પોરબંદરમા નાના મોટા આશરે ૫૦૦ થી ૬૦૦ પુસ્તકો જુદી જુદી જાતના ભેટ આપી દીધા છે. બાકી હજુ ૫૦૦ થી ૭૦૦ તેમાં વિશેષ ભાગે બૉટની, વૈદક, વાર્તા અને ધર્મનાં રહ્યા. તેની મોટી પેટી ૬ અને કોથળા ૩ ભરી કચ્છ માડવી મોકલી આપ્યા છે એટલે હવે પુસ્તકોનો નિકાલ મારી હયાતિમા જ થઇ ગયો

બાકી રહ્યા ફરનીચર અને ઘર . . તેનો મને મોહ નથી. મને પુસ્તકોની ચિંતા હતી, કેમ કે તે જ મારૂ ખરૂ ધન હતુ. તે મે મારે હાથે વાવર્યું તેથી મને આનંદ થાય છે.

હુ **વસંતપચમીને** દિવસે જ્યા હઇશ ત્યા વૃક્ષારોપણ તો જરૂર કરીશ મારા ધરમા કોઇ ઍગ્નિની સખ્યા કરતુ જણાતુ નથી એટલે લાચાર છુ.

લી. સે. જયકૃષ્ણ ઇદ્રજીના નમન.

(૪૭)

કચ્છ માડવી, ૨૮-૩-૩૭

રા. રા. મે. શાસ્ત્રીએ દુર્ગાશકરભાઇ કેવળરામની સેવામા,

મે પ્રથમ લખ્યા પ્રમાણે આજ રોજ સેપરેટ પોસ્ટથી બે નમૂના **હોમ** (સોમ) ના આપ તરફ મોકલુ છુ–તેમા ફૂલ ફળ બન્ને છે તે બેમાથી એક નમૂનો આપના **અરબેરિયમમાં** એક અપૂર્વ વનસ્પતિ તરીકે રાખશો અને બીજો પૂના ઇકનૉમિક બૉટનિસ્ટ તરફ એવા રિમાર્કથી મોકલાવશો કે તેમના તરફ ગઇ સાલ નમૂનો મોકલેલ ત્યારે તેમણે માગણી કરી હતી કે ફૂલવાળો નમૂનો આવે તો વધારે નિશ્ચય થાય. માટે આ વખત ફાગણ માસમા ફૂલફળ મળી આવતા નમૂનો મોકલ્યો છે તો હવે તે બરાબર *Gretreen* **Ephedra Vulgaris** નો જ છે ના ? તે નક્કી કરી મોકલે.

આજ બાર માસથી દર રવિવારે એ **હોમની** વેલ તપાસવાનો મે નિયમ રાખ્યો હતો, જ્યારે વસત પછી તરત જ ફૂલ અને ફાગણની શરૂઆતે ફળ તેમા આવ્યા..... .... . .

લી. સે. જયકૃષ્ણ ઇદ્રજીના નમન

* * * *

(૪૮)

પોરબદર ૨૬-૧૧-૧૯ ૭

માનવંતા મહેરબાન એમ બી નાવર સાહેબની સેવામા,

આપ સાહેબનો કૃપાપત્ર તેમ જ આપ સાહેબ તરફથી વિક્રમ સવત ૧૯૭૪ના અમારા નૂતન વર્ષના નૂતન આનદરૂપ આપના અનુગ્રહરૂપ સેકડો શુભેચ્છાઓથી ભરપૂર "**Name this Flower**" નામનુ નૂતન પુસ્તક બક્ષીસ આજ રોજ પ્રાપ્ત થતા અત્યાનદ થયો છે

આ નૂતન વર્ષે એ નૂતન પુસ્તકનું નામ વાંચતાં ખરે જ એક આનંદની સાથે નવાઇ થાય છે, પણ એ આનંદ આપનાર પુસ્તકનાં સુંદર રંગીન ચિત્રમય પાનાં ઉથલાવતાં Plate 13. fig. 1 જોતાં એ "Name this flower" નું નામ અને ભેદ આનંદની સાથે પ્રકાશ પામે છે. એ પણ એક ખરે જ આનંદરૂપ છે.

"Name this flower" પુસ્તકનાં પૂઠા ઉપર એ નામ નીચે કાંટા જેવા સુંદર તીક્ષ્ણ અણીવાળાં પાત અને પીળા રંગનાં પતંગીયાં જેવાં ફૂલવાળું જે ચિત્ર આપવામાં આવેલું છે, તે જ ચિત્ર plate 13-fig. I મા જરા ઝીણા રૂપથી આપવામાં આવેલું છે. ત્યારે આપણને તો "Name this flower" એ પુસ્તકરૂપી ફૂલ અને એ નનામા ચિત્રનું નામ વનસ્પતિ-દેવીની કૃપાથી ઘણી જ સહેલાઇથી મળી જાય છે. એનું નામ European Furze (Gorse-whin)—(Urex European) છે. એ Papi. lionaceæ અર્થાત્ Leguminoseæ વર્ગની વનસ્પતિ છે અને તે ચાહા (fodder) તરિકે કામ આવે છે.

**Name this flower** અને તેની નીચેના ચિત્રો આવી રીતે સમજાઇ જાતા જે આનંદ થાય છે તે લખી શકાતો નથી અને એ આનંદના આનંદી આવેશમા નૂતનવર્ષાભિનંદનની પત્રિકા અત્યંત સદ્‌ભાવ અને માનની સાથે આ પત્ર હારે રાખું છું તે કૃપા કરી સ્વીકારશો.

લી. સે. જયકૃષ્ણ ઇંદ્રજીના સલામ વાંચશો.

(૪૯)

પોરબંદર. ૧૨-૧૦-૨૭

માનવંતા મહેરબાન એમ. બી. દાવર સાહેબની સેવામાં,

......હું આપ સાહેબના સૂચવ્યા પ્રમાણે ગળો, ખડસલીયો અને મધનો કવાથ પીઉં છું તેથી મને ઠીક લાગે છે.

Melilotus મુંબઇમા તે ઘોડાઓને ખાવાના lucerne [**घोड्याचे गवत (म)**] અને ભાત કે ઘઉંના ખેતરોમાં દાદર કે વાલકેશ્વર તરફથી વાડીઓ કે ખેતરોમા મળી આવે તો કહેવાતું નથી. અત્રે ગમે ત્યાં તે જો મારા જોવામાં આવશે તો હું તે આપ સાહેબ તરફ મોકલવા ભૂલીશ નહિ.

આ પત્ર સાથે થોડા બીજ દુધીઆ હેમકંદનાં મોકલ્યા છે તે આપ સાહેબ ઉઘાડી જોશો

આપ સાહેબે પ્રથમ જે ૩ કંદના પાન મોકલ્યા હતા તે કંદના છોડવાઓમા હવે ફૂલ આવ્યા છે ? ને આવ્યા હોય તો જરૂર તેવા મોકલવાની કૃપા કરશો, કેમ કે તે કંદ શું છે તે જાણવાની મને બહુ ઇચ્છા છે

આપ સાહેબ બહુ આનંદમા હશો અને આખો દિવસ આપ સાહેબની લાઇબ્રેરીમા આપ આમ તેમ ફરતા હરતા પણ વિવિધ વિદ્યાના પુસ્તકો વાચ્યા કરતા હશો મને આ જ્ઞાન સાંભરે છે ત્યા બહુ આનંદ આવી જાય છે.

લી આપનો સેવક જયકૃષ્ણ ઇંદ્રજીના સલામ કબુલ કરશોજી.

* * * *

(૫૦)

કચ્છ માંડવી. તા ૧૧–૧૦–૨૬

સર્વ શ્રેષ્ઠગુણસંપન્ન રા. રા. સે વૈદ્યરાજ અમૃતલાલભાઇ,

આપનો નિષ્કંટક શાસ્ત્રીય પ્રેમસાગરમા ભીંજાયલો સ્નેહભર્યો તા ૨૬–૯–૨૬ નો લખેલ પચપની પત્ર મળ્યો, બહુ આનંદ થયો જેવા ઉત્સાહથી આપ ઔષધીય વનસ્પતિઓ સબંધી કામ કરી રહ્યા છો એથી અધિકાધિક પ્રેમ ને ઉત્સાહથી કાર્ય કરતા રહેશો પાવાગઢથી અને જ્યા વનસ્પતિપર્યટન કરો ત્યાથી વનસ્પતિઓના પાનફલફૂલ સોના નમૂના ભેગા કરી લાવશો એક વિદ્યાર્થી પાસેથી તૂત જ અગ્રેજી નાખી દ્યો, ને કા મને પાટણમા વિદ્યાર્થી તરીકે આપ પાસે રાખો કે આપને ૨ થી ૬ સાસમા અગ્રેજી બોટનીના પુસ્તકો વાચતા ને તેમાથી સાર સમજતા કરી દઉ. મારી એવી ઇચ્છા છે કે આપ એક અચ્છા વનસ્પતિશાસ્ત્રી ૬ સાસમા થઇ જાઓ, અને સંદિગ્ધ દ્રવ્યોનો નિર્ણય કરી નાખો આપના જેવી તત્પરતા અને ઉત્સાહ દૂં બીજામા જોતો નથી માટે હવે આપ નમૂનાઓ ભેગા કરી લેવામા જરાપિ પ્રમાદ કરશો નહિ

લી સે જયકૃષ્ણ ઇંદ્રજીના પ્રણિત

## ( ૫૧ )

સર્વ શ્રેષ્ઠગુણસંપન્ન ગ. ગ. વૈદ્યરાજ અમૃતલાલભાઇ પ્રાણશંકર પટ્ટણીની સેવામાં,

.... .તા ૧૭–૧૦–૨૬ ના પત્ર સાથે બે નમૂના આપે મોકલ્યા છે એનું નિદાન આપે વર્ગીકરણ અને કુટુંબ સુધીનું ઠીક કર્યું છે. હુ રાજી થાઉં છું કે આપ હવે વનસ્પતિશાસ્ત્રમાં ઠીક પ્રવેશ કરતા આવો છો. એવી જ રીતે કરતા રહેશો તો આપ ઘણા જ આગળ વધી જશો. હુ પણ એમ માથા મારી મારીને જ શીખ્યો છું.–અને હજીયે જોયા કરૂ છુ. ....

લી. મે. જયકૃષ્ણ ઇંદ્રજીના ઘટિત

* * * *

## ( ૫૨ )

પોરબંદર સં. ૧૯૭૮ જ્યેષ્ઠ વદિ અમાસ રવૌ.

સર્વ શ્રેષ્ઠગુણસંપન્ન, સર્વ શુભોપમાયોગ્ય રા. રા. મે દુર્ગાશંકરભાઇ પ્રાણજીવન રાવલની સેવામાં,

આપના કૃપાપત્રો વાચી તે પુન પુન વાચવાનુ મન થાય છે શા માટે તે વારવાર વાચવાનુ મન થાય ? એનુ કારણ કે તેમા નિષ્કામ કર્મની ભાવના છે. તેમા મારા પર નિ સ્વાર્થ કૃપા અને વાત્સલ્ય દષ્ટિગોચર થાય છે

આપનુ "અખિલ ભારતવર્ષીય આયુર્વેદ મહાવિદ્યાલયનુ બોધપત્ર" વાચતા જણાય છે કે આપે આયુર્વેદના ઉદ્ધારાર્થ ખરેખર એક મહાભગીરથ કાર્ય ઉઠાવેલુ છે. એ કાર્યમા આપને આર્યાવર્તના દરેકેદરેક મનુષ્યની સહાય જોશે, ઘણા સાધનો જોશે. એ કાર્યની શુભેચ્છા મુજબ પગભર કરવાને ઘણો સમય અને અથાગ શ્રમ જોઇશે. ઇશ્વર આપને આપની ધારણા મુજબ એ શુભ કાર્ય પાર પાડવા બળ આપો.

......આ સેવકની સ્થિતિથી જરા આપને વાકેફ કરૂં,

સેવક ૭૩ વર્ષનો છે. દાંત તમામ પડી ગયા છે, એટલે બરાબર ઉચ્ચાર કરી શકાય નહિ વળી ઓછામા પૂરૂં બન્ને કાન બધીર થએલ છે એટલે કંઇ

સાંભળી શકાય જ નહિ. ઇશ્વરની કૃપા છે કે તે હાલી ચાલી શકે છે, તો પણ પ્રથમ પેઠે હવે જંગલોમાં જવાય તો નહી જ. છતા આપના બોધપત્રમાં જે રચના આપે આલેખી છે તે આ સેવકના દિલને લલચાવવા પૂરતી છે, મોહક છે જાણે હમણા જ એ સ્થાન અને એ સ્થાનની રમણીયતા જોઇ નાખીએ એવુ મન થઇ જાય છે આપે જે સુંદર દશ્ય અને રચના આદિનું વર્ણન આપ્યુ છે તે તેવુ જ થાઓ અને ત્યા કામ કરનારાઓને અને જન સમાજને તેનો તેવો જ ઉપયોગ મળો

આપે આપના કૃપાપત્રમા અમૃતરસમા ઝબોળી કાંઇના સેવકના પુસ્તક વિષેના વચનામૃતો અને તેમા પર્સની એક ઝકુપ્પી રાખેલી છે આ વાચી બહુ હસવુ આવે છે, અને યાદ આવે છે કે–" હમે નહી પર્સકી પરવાહ, વિરહમે મૈ દિવાના હુ ". શોખ સ્નેહ કે પ્રેમ ને માટે, દિલ બહેલાવવા માટે, એક રમતને માટે, હાસ્યવિનોદને માટે જે કાર્ય કરેલુ હોય તેમા પછી બીજી કોઇ જાતનો સ્વાર્થ કે લોભ હોય જ નહિ તો પણ આપ કરુણાના સાગર છો, દયાની મૂર્તિ છો માટે એવા હૃદયદ્રાવક વિચારો આવે તે યોગ્ય જ છે

જેવા શોખથી "વનસ્પતિશાસ્ત્ર" લખાયુ છે, એવા જ શોખથી હાલ એક બીજુ 'કચ્છ રસ્થાનની વનસ્પતિઓ અને તેની ઉપયોગિતા" નામનુ બીજુ પુસ્તક લખ્યુ છે ને ત્યા આવીશ ત્યારે આપને વચાવીશ

લી સેવક જયકૃષ્ણ ઇંદ્રજીના નમન

(૫૩)

પોરબંદર તા. ૧–૭–૧૯૨૨
સંવત ૧૯૭૮ આસાડ સુદી ૭ શનિ.

સર્વ સેવાગુણસંપન્ન, સર્વ ગુણોપમા યોગ્ય પૂજ્ય પંડિતવર દુર્ગાશંકરભાઇ પ્રાણજીવન શાસ્ત્રીની પવિત્ર સેવામા.

આપશ્રીનો ઘણી શુભેચ્છાઓથી અને વાત્સલ્યથી ભરેલો કૃપાપત્ર તા. ૨૮–૬–૨૨ નો લખેલ ગઇ કાલે મળ્યો આનંદ થયો. વળી પુરસદે લખવા કૃપા કરશો.

આપનો મોહિનીથી કે જાદુથી ભરેલો પત્ર સેવકે વારવાર વાચ્યો. મિત્રોને વચાવ્યો અને આપશ્રીની આજ્ઞાનુસાર ભાઇને વચાવ્યો.

......જેને ફીલ્ડ બોટેની—પ્રત્યક્ષ વનસ્પતિશાસ્ત્ર શીખવું હશે તે વિદ્યાર્થી મુંબઇ, અમદાવાદ, પોરબંદરમાં કે કચ્છમાં ગમે ત્યા શીખી શકશે, અને સેવકના ધાર્યા મુજબ એવા વિદ્યાર્થીઓ થોડા જ નીકળશે.

વનસ્પતિઓ સંબંધીનો પ્રેમ આપણા અભણ જૂના લોકોમાં હતો તેવો હાલ પંડિત વર્ગમાં પણ ભાગ્યે જ જોવામાં આવે છે એ વિચારથી મને ઉદાસીનતા આવી જાય છે.

અહીં હજી વરસાદ નથી તેથી નવીન વનદેવીઓનાં દર્શન થતાં નથી. આશા છે કે આપ પાસે પૂરતો સારો વરસાદ થઇ ગયો હશે, અને તેમ હશે તો ત્યાં હવે આપશ્રીને બાલવનદેવીઓનાં દર્શન થતાં હશે. જો તેમ આપને દર્શન થતાં હોય તો એ દર્શન વખતે આ સેવકને પણ યાદ કરશો અને સેવકનાં ઘણાં ઘણાં નમન તેમને પહોંચાડશો............

રા. રા. કવિરાજ નાનાલાલભાઇ ત્યાં હોય તો મારા સવિનય નમન કહેવરાવશો. તસ્દી માફ.

લી. સે. જયકૃષ્ણ ઇંદ્રજીના નમન સ્વીકારશો.

* * * *

( વનસ્પતિ વિષે આપણને પ્રેમ નથી એ વિષય ઉપર તેમણે ભક્તરાજ વિઠ્ઠલદાસ લાલદાસ રોહાવાલા ઉપર નીચેનો પત્ર લખ્યો હતો :— )

(૫૪)

રા. રા. રોહાવાલા,

આપે ઘણા કાળે કૃપાપત્ર લખ્યો અને તેની સાથે " મહાલય " ચોપાનીયું તેમા વનસ્પતિ સંબંધી એક વાર્તા હોતા મોકલ્યું તેથી મોટો ઉપકાર થયો. ખરે જ એમાનું એ પ્રકરણ ઘણું બોધપ્રદ છે. ઇશ્વરનો વાસ હાલ તે મુલકમાં ( અમેરિકામાં ) હશે ? કે ઇશ્વરનો હાલ ત્યા અવતાર હશે ? કે ઇશ્વરની એવી જ ઇચ્છા હશે કે જે કાંઇ ચમત્કાર, વિદ્યા, બળ, બુદ્ધિ, સઘળું હાલ ત્યાં જ રહો, અને ત્યાંના જન્મનારાઓને અને રહેનારાઓને તે પ્રાપ્ત થાઓ ? શું વનસ્પતિ પણ ત્યાં જ કહ્યું માનતી હશે ? કે ત્યાની વનસ્પતિ એવી હશે કે માણસનું કહ્યું કરે ? કે ત્યાના માણસો એવા હશે કે જેઓ વનસ્પતિ પાસે પણ પોતાનું કહ્યું કરાવે ? આ તો કંઇ " માનસોપચાર "

જેવા ચમત્કાર લાગે છે. નાનાં ઝાડો મોટાં થાય, કડવાં મીઠાં થાય, નાનાં ને લાંબે કાળે આવતાં ફળ મોટાં અને તુર્ત તુર્ત આવનારાં થાય, કાંટાવાળાંઓ કાંટાઓ મૂકીને લીસાં થઇ જાય ! આ બધા ચમત્કાર ત્યાં થતા જણાય છે. પણ આ દેશમાં તો હાલ નીચે પ્રમાણે ફેરફારો થતા જોવામાં આવે છે :

ઉચાં ઝાડ ઠીંગણાં થઇ જાય, લીસાં હોય તે કાંટાવાળાં થઇ જાય, મોટાં ફળ છોટાં થાય, મીઠાં હોય તે કડવાં થાય અને વરસે બે વરસે આવનારાં ફલ ૫-૧૦ વરસે આવે ! દાખલા તરિકે પોરબંદરમાં ૧૦ વર્ષ ઉપર જે નાળીએરીનાં ૧ ઝાડમાં એક ગાડું ફળ એક જ વખતે આવતાં, તેમાં હાલ ૫-૧૦ ફળ આવે છે અને જેમાં ફુટ સવા ફુટ ( છાલાં સોતાં ) લંબાઇનાં નાળીયેર આવતાં તેમાં કેરી જેવડાં આવે છે. આ સઘળું શાથી થયું હશે તે સમજાતું નથી, પણ એનો સ્વપ્નામાં એક રોજ એવો ખ્યાલ આવ્યો કે વિલાયતમાં લ્યૂથર બરબેંક છે તેવો પ્રેમવાળો અહીં કોઇ નથી અને સર્વ દેશમાં, સર્વ કાળમાં, સર્વ જાતની વનસ્પતિ ઉચ્ચ પ્રાણીઓની પેઠે જ સર્વદા ખરા પ્રેમની જ ભૂખી છે, માટે તેઓને અહીં પ્રેમની પ્રીતિ નહિ મળવાથી, તેઓ તરફ અમીની દષ્ટિ નહિ પડવાથી, તેઓને સરસ હૃદયનું આલિંગન નહિ મળવાથી, તેઓ સરસ હતી છતા હાલ અરસ થઇ ગઇ છે. માટે વિદ્વાન વૈદ્યો સ્વદેશની વનસ્પતિઓ તરફ અમીની દષ્ટિ ફેંકે તો જ તેઓ પાછી પ્રફુલ્લિત થાય.

લી. સે. જયકૃષ્ણ ઇંદ્રજીના ઘટિત.

 

**સમાપ્ત.**

 

# શુદ્ધિપત્રક

| પૃષ્ઠ | અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- | --- |
| ૧૩ | needy | needy |
| ૬૦ | ત્યજતે | ત્યજ્યતે |
| ૬૨ | solanaceo | Solanaceæ |
| ૬૩ | કામ | કાપ |
| ૧૧૫ | રેમ્ટર | રેસ્ટ |
| ૧૧૬ | કૅન્ઝયુઅલ | કૅન્જ્યુઅલ |
| ૧૧૯ | ગ્લોક્સ ઓફ ધી | ગ્લોક્સ ઓર ધી |
| ૧૩૫ | myrtaced | myrtaceæ |
| ૧૩૭ | Jamboge | Gamboge |
| ૧૩૮ | Ceiscuta | Cuscuta |
| ૧૪૨ | fovour | favour |
| ૧૪૨ | Genere | Generas |
| ૧૪૬ | known | know |
| ૧૫૬ | megnifying | magnifying |
| ૧૭૦ | ઝીડપાનનો | ઝાડપાનનો |
| ૧૭૨ | પ્રેમાણિકપણે | પ્રમાણિકપણે |
| ૧૭૩ | Citharexylon | Cytharoxylon |
| ૧૭૬ | n. o. Verbeniceæ | n. o. Verbenaceæ |
| ૧૭૩ | ડુંઆમાથી | ડુંઆમાથી |
| ૧૭૪ | Ipomela | Ipomoea |
| ૧૭૬ | મડિસિનલ | મેડિસિનલ |
| ૧૭૬ | વલ્લવદાસ | વલ્લભદાસ |
| ૧૭૭ | સાનો | મૌનો |
| ૧૮૫ | Gretum | Gnetum |
| ૧૮૬ | Gretaceæ | Gnetaceæ |
| ૧૮૮ | તત | યુત |

જેવા ચમત્કાર લાગે છે. નાનાં ઝાડે મોટાં થાય, કડવાં મીઠાં થાય, નાનાં ને લાંબે કાળે આવતાં ફળ મોટાં અને તુર્ત તુર્ત આવનારાં થાય, કાંટાવાળાંઓ કાંટાઓ મૂકીને લીસાં થઇ જાય ! આ બધા ચમત્કાર ત્યાં થતા જણાય છે. પણ આ દેશમાં તો હાલ નીચે પ્રમાણે ફેરફારો થતા જોવામાં આવે છે : '

*ઉંચાં ઝાડ ઠીંગણાં થઇ જાય, લીસાં હોય તે કાંટાવાળાં થઇ જાય, મોટાં* ફળ છોટાં થાય, મીઠાં હોય તે કડવાં થાય અને વરસે બે વરસે આવનારાં ફલ ૫–૧૦ વરસે આવે ! દાખલા તરિકે પોરબંદરમાં ૧૦ વર્ષ ઉપર જે નાળીએરી-નાં ૧ ઝાડમાં એક ગાડું ફળ એક જ વખતે આવતાં, તેમાં હાલ ૫–૧૦ ફળ આવે છે અને જેમા ફુટ સવા ફુટ (છાલાં સોતાં) લંબાઇનાં નાળીયેર આવતાં તેમાં કેરી જેવડાં આવે છે. આ બધું શાથી થયું હશે તે સમજાતું નથી, પણ એનો સ્વપ્નામાં એક રોજ એવો ખ્યાલ આવ્યો કે વિલાયતમાં લ્યૂથર બરબેંક છે તેવો પ્રેમવાળો અહીં કોઇ નથી અને સર્વ દેશમા, સર્વ કાળમા, સર્વ જાતની વનસ્પતિ ઉચ્ચ પ્રાણીઓની પેઠે જ સર્વદા ખરા પ્રેમની જ ભૂખી છે. માટે તેઓને અહીં પ્રેમની પ્રીતિ નહિ મળવાથી, તેઓ તરફ અમીની દૃષ્ટિ નહિ પડવાથી, તેઓને સરસ હૃદયનું આલિંગન નહિ મળવાથી, તેઓ સરસ હતી છતા હાલ અરસ થઇ ગઇ છે. માટે વિદ્વાન વૈદ્યો સ્વદેશની વનસ્પતિઓ તરફ અમીની દૃષ્ટિ ફેંકે તો જ તેઓ પાછી પ્રફુલ્લિત થાય.

લી. મે. જયકૃષ્ણ ઇંદ્રજીના ધરિત.

**સમાપ્ત.**

એકને હાથે આવુ મહત્ત્વનુ કામ પાર પાડવા માટે શ્રી બાપાલાલ વૈદ્યને અમારા અનેકાનેક અભિનન્દન છે

(' સૌરાષ્ટ્ર " પુસ્ત- ૭ મુ અ- ૩૮)

*  *  *

ગુજરાતના વનસ્પતિશાસ્ત્રી સ્વ જયકૃષ્ણભાઇ ઇન્દ્રજીએ આ ગ્રથ માટે નીચેના ઉદ્ગાર કાઢ્યા છે —

" વૈદ્યરાજ બાપાલાલભાઇના આ નવીન અત્યુત્તમ ગ્રથની તુલના હુ પ્રોફેસર નિકોલના 'વેજિટેબલ કિંગડમ,' ' ફ્લોરામેડિકા ' અને મહૂમ ડા કર્નલ કે આર કીર્તિકરના ' પોઇઝનસ પ્લેન્ટ્સ ઓફ બોમ્બે ' જેવા ઉત્તમ ગ્રથોની સાથે કરી શકુ છુ મને એમ લાગે છે કે જો આ ગ્રથનો અગ્રેજીમા અનુવાદ થાય તો આ ગ્રથ આ વિષયના અગ્રેજ વિદ્વાનોની પણ પસદગી પામશે "

*  *  *  *

આ ગ્રન્થ લખીને ભાઇ બાપાલાલે આયુર્વેદ, વનસ્પતિશાસ્ત્ર અને માતૃભાષા તેમ જ વૈદ્યો અને વિદ્વાનોની અપૂર્વ સેવા કરી છે ગુજરાતી ભાષામા આવો એક પણ ગ્રથ હજી સુધી હયાતિમા આવ્યો નથી આ ગ્રથ સાથે ભાઇ બાપાલાલનુ નામ અમર રહો એવી પ્રભુ પાસે પ્રાર્થના છે

**વૈદ્યરાજ અમૃતલાલ. પ્રા પટ્ટણી.**

( પ્રિન્સિપાલ આયુર્વેદ મહાવિદ્યાલય. પાટણ )

*  *

We have read the book with pleasure and can make bold to say that it is superior to many Vegetable Materia Medicas now in vogue We recommend the book to all lovers of Ayurveda as they will find the book quite interesting and useful

'Journal of Ayurveda

*  *  *  *

The substantial tome is a treatise on the Vegetable Materia Medica of our country and contains valuable prescriptions of renounced authors with critical notes. Ample quotations are given from various literatures and the utility of about 700 different medicinal plants discussed; Their names in the different vernaculars and their Latin equivalents find a place in this book, which on the whole, is a most remarkable work turned out by a native Vaidya, on the most up to date research lines. It is bound to prove useful to the profession and to those lay men who take an interest in medicinal drugs and there are many such amongst us.

( Modern Review. )





